


પુ ૩ અં. ૧.
માગશર, ૧૯૮૪.

શ્રીકરાચીવડનગરાનાગરમંડળ તરફથી

તંત્રીઓ

ચન્દ્રશંકર અમૃતલાલ બુચ

ડોલરરાય રંગીલદાસ માંકડ

# એગ્યુરીન

યાને

## તાવના સંપુર્ણ રામબાણ ઈલાજ.

આ દવાની જાદુઈ અસરની ખાત્રી તે વાપરવાથી થશે. આ દવાના અકસીરપણા માટે એક સર્ટીફીકેટ વચ્ચે લખે છે કે:—




મી. ડબલ્યુ એ. ડાયલફેલી એન્ડ એસ ઇન્સ્ટીટયુટ એમ ઇ. માઇનીંગ એન્જીનીઅર અને મેનેજર બલુચિસ્તાન કોલ કું. લીમીટેડ, લખે છે કે મેં એગ્યુરીનને ખાસ પોતે વાપર્યું અને તાવ તથા કમતાકાતી વખતે અજાયબી ભરેલી અસરવાળું જોયું. હું એને વાપરવાની ભલામણ કરું છું.

કીંમત બા. ૧ નો રૂા. ૧.

બધા દવા વેચનારાઓને ત્યાં મલી શકે છે નહિ તો અમારા પાસેથી મંગાવશો.

**ધી વીકટોરીયાકેમીકલએન્ડમેન્યુફેકચરીંગવર્કસ**

બંદર રોડ,—કરાચી.

# કૌમુદી

સાહિત્ય કલા અને વિવેચનનું ત્રૈમાસિક

તમે ગ્રાહક નથી ?–તો કેમ નથી ? આવું અનુપમ ત્રૈમાસિક. જેની જોડી ભર્યા હિંદુસ્તાનમાં નથી એમ અનુભવીઓ કહે છે. તેના ગ્રાહક થઇ ગુજરાતનો ને પશ્ચિમનો તેમજ હવે બીજાં વરસમાં તો હીંદના બીજા પ્રાંતો મહારાષ્ટ્ર, બંગાળ, ઉત્તર હીંદ વગેરેનો સાહિત્યપરિચય કરવાની તક કેમ લેતા નથી ?

વાર્ષિક લવાજમ રૂા. ૪ પરદેશના રૂા ૫

લખોઃ

'કૌમુદી' કાર્યાલયઃ

૨૭૦૭ રાયપુર.–અમદાવાદ.

---

## 'નાગરિક'

(ત્રૈમાસિક)

ઉદ્દેશો.

૧. ધાર્મિક, નૈતિક, સામાજીક, જ્ઞાતિવિષયક અને ખાસ કરીને નાગર જ્ઞાતિને લગતા વિષયો ચર્ચાવા.

૨. સતત અભ્યાસ અને શોધક વૃત્તિથી, જ્ઞાતિવિષયક પ્રાચીન અને અર્વાચીન વિચારોનો સુસંયોગ કરવો.

૩. નાગરજ્ઞાતિના જુદાં જુદાં સ્થળોને લગતા સમાચારો હકીકતો વગેરે દુર વસતા ભાઇઓની જાણ માટે પ્રસિધ્ધ કરવા.

ઉપરના ઉદ્દેશો પુરા પાડવા માટે, અમે વિદ્વાન લેખકોને તેમજ ઉદારદીલ ભાઇઓને લેખો મોકલવા તથા ગ્રાહક થવા વીનવીએ છીએ.

---

આ ત્રૈમાસિક કેમ્પબેલ સ્ટ્રીટ કરાચી, પારેખ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું અને ડોલરરાય રંગીલદાસ માંકડે ૧૨, ગુલામહુસેન કાસમ બીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, કરાચીમાંથી શ્રી કરાચીવડનગરાનાગર મંડળ તરફથી પ્રસિધ્ધ કર્યું.

# અ નુ ક્ર મ.

પુસ્તક ૩. માગશર.
અંક ૧ ૧૯૮૪.


| | | | |
|---|---|---|---|
| ૧. | જગજ્જનનીને ... | રા. પ્રેમદાસ | ૧ |
| ૨. | આપણું ગૃહજીવન ... | પ્રો. ગજેન્દ્રરાય બુચ | ૨ |
| ૩. | ગણપતિપુજન (ભાષાન્તર) ... | ... | ૮ |
| ૪. | સ્વ. કલ્યાણરાય ભાઇ | રા. રા. મુળશંકર ક. બક્ષી | ૧૦ |
| ૫. | આહ્નિકમીમાંસા ... | „ માનશંકર પી મ્હેતા | ૧૯ |
| ૬. | કેટલાંક નાગરરત્નો ... | કવિ શ્રી રંગ | ૨૫ |
| ૭ | સંતતિ કે અમરતા | રા. રા. પ્રેમરાય ગૌરીશંકર | ૨૯ |
| ૮. | માબાપોનો ... | „ લાભશંકર લક્ષ્મીદાસ | ૩૩ |
| ૯ | નરનારીધર્મવિવર્તન | , માર્કંડરાવ ર. ધોળકીયા | ૩૯ |
| ૧૦. | રૂઢિવાદની અસંગતતા | „ ડોલરરાય રં. માંકડ | ૫૦ |
| ૧૧. | 'કેટલાક નાગરો' વિશે નોંધ" | સુરતરાય અં. વમાવડા | ૫૪ |
| ૧૨. | ખરેડી ખાંગો થયો | „ કુન્દનરાય માંકડ | ૫૪ |
| ૧૩. | સંભારણાં (કાવ્ય) ... | સ્વ. ગજેન્દ્રરાય બુચ. | ૬૦ |
| ૧૪ | જ્ઞાતિસમાચાર ... | ... | ૬૨ |
| ૧૫. | ઇનામી યોજના ... | ... | ૬૭ |
| ૧૬. | નોંધ ... | ... | ૬૯ |



'નાગરિક' ત્રૈમાસિક વાર્ષિક લવાજમ રૂ. ૨–૮–૦ પરદેશના પાંચ શિલિંગ.

સઘળો પત્રવ્યવહાર નીચેને શરનામે કરવો.

ડોલરરાય રંગીલદાસ માંકડ, મંત્રી નાગરિક, ૧૨, ગુલામહુસેન કાસમ બીલ્ડીંગ. પ્રીન્સેસ સ્ટ્રીટ, કરાંચી


સુચના—આ ત્રૈમાસિકમાં ચર્ચાતા વ્યક્તિગત મતોની પ્રમાણે નાગરિકની નીતિરીતિ રહેશે એમ કોઇએ ન માનવું:— તંત્રી




માગશર પુ. ૩.
૧૯૮૪ અં. ૧.

સ્વ. પ્રો. બુચનો ફોટો-બ્લૉક મેળવવાનો અફળ યત્ન કરવામાં, તથા બીજી કેટલીક અગવડતાઓમાં સમય જવાથી અમારી નિયમિતતા તુટી છે તેને માટે ક્ષમા માગીએ છીએ

તંત્રી

# જગજ્જનનીને !

ત્હારી વત્સલતાએ, ત્હારી મૃદુતાએ, ત્હારી દયાલુતાએ, અનાદિકાળથી જગતને ઋણી કર્યું, ત્યારે તે ઋણ યત્કિંચિત ફેડવા જગત ત્હારા પેટે બુદ્ધ રૂપે અવતર્યું. માનવ માત્રની કુપુત્રતા માટે નિષ્ઠુરતા માટે. ત્હારી ક્ષમા પામવા તેણે જીવનભર અશ્રુ ઠલવાવ્યાં; છતાં જગત તો ત્હારૂં કરજદારજ રહ્યું.

ત્હારા આત્મત્યાગે, ત્હારી તપસ્વિતાએ, ત્હારા સર્વત્યાગી પ્રેમે વિશ્વનું જીવન રચાયું: તેના અલ્પ બદલા રૂપે વિશ્વ ત્હારા પેટે જીસસરૂપે અવતર્યું. શૂલે વીંધાતા છતાં વિશ્વપ્રેમ ઝંખતા ખ્રિસ્તે માનવમાત્રના આત્મદ્રોહ માટે પ્રાયશ્ચિત્ત કર્યું; છતાં વિશ્વ તો તારૂં ઋણીજ રહ્યું.

ત્હારા રસપોષણથી, ત્હારી ભેદમય ચારૂતાથી અંજાઈ જતાં વિશ્વે કૃષ્ણ રૂપ ધાર્યું અને ત્હારા રસભંડારનું સોળ સહસ્ર મુખે પાન કર્યું છતાં ત્હારા રસસમુદ્રમાંથી તો બિન્દુજ તેણે પીધું, અને માનવસંઘ ત્હારા રસસાગરની આ પારજ રહ્યો.

પણ જ્યારે જગતે એક ભારે યત્ન કરી પરમ તપશ્ચર્યાને પરિણામે ત્હારા જેવાજ દયાલુ, ત્હારા જેવાજ આત્મત્યાગી અને ત્હારા જેવાજ રસસ્વરૂપ એવા પૂર્ણરૂપ રામ સરજ્યા ત્યારે ઘડીભર જગતે ધાર્યું કે ત્હારૂં ઋણ અદા થયું; પણ ના,–જગતના અનાદિ ઈતિહાસે એકજ રામ જડ્યા ત્યારે તેં યુગે યુગે ઘેર ઘેર સીતાવતાર ધર્યા અને જગતને તો ઋણીજ રાખ્યું.

જગજ્જનની! હવે તો ઋણ ફેડવાને કેવળ વન્દનજ રહ્યાં.

પ્રેમદાસ.

પ્રો. ગજેન્દ્રરાય બુચ.

# આપણું ગૃહજીવન.

## (૧)

એક સંસ્કારી ગણાતા ગૃહસ્થની દિનચર્યા નીચે મુજબ છે.

પોતે આઠ વાગ્યે ઉઠે છે. દંતધાવન વગેરે વિધિ કરી, પત્ની મોકલે તે ચ્હાનો પ્યાલો ઉદરમાં, દિવાનખાનામાં બેઠા બેઠા, ઠાલવે છે. સાથેજ વર્તમાનપત્રો તથા માસિકો ઉપર નજર ફેંકી જવાય છે. શારીરિક અને માનસિક સ્ફુર્તિવાળા છે એટલે, આના પછી તરતજ ન્હાઇ લે છે. શહેરમાં રહે છે. સંસ્કારી છે. ભણેલા છે. સારી નોકરીમાં છે. એટલે જુદાં જુદાં પાંચ મંડળોના મંત્રી કે પ્રમુખ છે. ન્હાયા પછી, એક મંડળની વ્યવસ્થાપક સમિતિઓ બોલાવવાની વિજ્ઞાપનો (notices) લખી નાખે છે અથવા એકાદ અધુરો પડેલો લેખ પુરો કરવાના વિચારથી થોડુંક લખે છે અથવા અભ્યાસ આગળ વધારવા પુસ્તકાલયમાંથી ખાસ લાવેલ પુસ્તક વાંચવાની પ્રવૃત્તિ કરે છે ત્યાં ન્હાનો છોકરો ‘જમવાની તૈયારી થઇ ગઇ છે’ એમ કહેવા આવે છે એટલે જમી લે છે. બનતાં સુધી જમતાં જમતાં પણ અમુક મંડળના સભ્યો કેમ વધારવા, અથવા અમુક લેખનો અંત કેમ લાવવો અથવા અમુક પુસ્તક વાંચ્યા પછી આત્મનિરીક્ષણ રૂપે ઉપજતા પ્રશ્નોનો તોડ કેમ આણવો કે એવુંજ કંઇક બાબત તેના મનમાં રમતી હોય છે અને પત્ની પુછે છે “દાળમાં મીઠું બરાબર છે?” તોપણ હા; અને “આજ કેમ બરાબર જમતા નથી?” તોપણ ‘હા’ એવા જવાબો આપે છે. જમી, પુસ્તકો લઇ, શાળાએ જાય છે. બપોરે આરામના સમયમાં, ઘેર આવી શકાય તેમ છે એટલે આવે છે.

તે ઘરમાં પગ મૂકે કે પત્ની રસોડામાં ચ્હા કરવા જાય છે. ગૃહસ્થ દિવાનખાનામાં તંદ્રા અનુભવે છે. પત્ની કદાચ મધુર લાડથી 'ચ્હા થઇ ગયો છે' એમ કહેવા આવે છે, ત્યારે 'અહિંજ લાવ' કહી ચ્હાનો પ્યાલો આવે ત્યાં સુધીમાં જે આરામ લેવાય તે લઇ લેઇ ચ્હા પી, સોપારીનો કટકો મ્હોમાં નાખી પાછા શાળાએ ઉપડે છે. સાંજે શાળામાંથી છુટયા પછી દરરોજ અરધો કલાક પુસ્તકાલયમાં ગાળવો એવો નિયમ હોવાથી ત્યાં જઇ આવે છે ઘેર આવી મ્હોં ધોઇ જરા પગ લાંબા કરી આરામ ખુરશીમાં બેસે છે "શાક આવી ગયું છે? દાતણ છે કે નહિં?" એમ પત્નીને પુછે છે. પત્ની બીજા ઓરડામાંથી, ઘરું સાફ કરતાં કરતાં જવાબ આપે છે "શાક કાલનું પડયું છે. દાતણ નથી. ગોળ થઇ રહ્યો છે" વગેરે આ સાંભળી, કપડાં પ્હેરી બજારનું કામ કરવા ઉપડે છે, ઘેર આવી શાક વગેરે મુકી, પોતે નિખાલસ મનના છે એટલે, પડખેજ મિત્ર રહે છે તેને ઘેર જાય છે. મિત્રો વાતો કરેછે, ગામગપાટા લગાવે છે. અમુક મંડળોની વાતો કરે છે. શાળાનાં વાતો કરે છે. દરમ્યાન ન્હાનો છોકરો "જમવાનું થયું છે" એમકહેવાઆવે છે. ગૃહસ્થ જમવા જાય છે. જમતા જમતાં, "જમીને મ્હારે જીવનવૃંદની સભા છે તે જવું છે. કદાચ મોડો આવીશ" કે એવું કંઇક કહે છે. પત્ની કદાચ "અમને મુકીને જશો!" એમ પૂછે તો 'હવે ઘરનું કામ તો પૂરું કરો' કહી, હાથ મ્હોં ધોઇ જીવનનું સાફલ્ય કરવા નીકળી પડે છે. રાત્રે દશ સવાદશે આવે છે. મંડળનાં કામકાજનો અહેવાલ તરત લખી લેવાય તો સારું ધારી લખી લે છે. અંદર જાય છે. પત્ની સુતી હોય છે. બાજુમાં સુઇ જાય છે.

કોઇક દહાડો રાતે જમ્યા પછી, સભામાં જવાનું નથી હોતું. ત્યારે કંઇક વાંચન લેખન ચાલે છે. અને કદાચ કામથી પરવાર્યા પછી પત્ની આવે અને 'ચાલોને, બ્હાર બેસીએ' એમ કહે તો તેને પ્રસન્ન રાખવા 'આવું છું' કહી, દશ મિનિટ સુધી તોય વાંચી રહ્યાને મને બ્હાર જાય છે. આરામ ખુરશી ઉપર પડે છે. પત્ની નીચે ચાકળો નાખી બેસે છે. ગૃહસ્થ તો વાંચન લેખનના વિચારમાં પડે છે અથવા

કોઈક વખત પ્રકૃતિનાં સૌન્દર્યના વિચારો કરે છે. પત્ની આવે વખતે

કર સાહી કહે મીઠું: "વ્યોમ સાગરને તટે
સુખ તો વિધુલક્ષ્મીનું જો સખે, આમ ના ઘટે"

તો "ના અહિં ઠીક છે' કહી દે છે. થોડીવારે "પથારી પાથરી?" એમ પૂછે છે. પત્ની પથારી પાથરે છે. ગૃહસ્થ સુઇ જાય છે.

(૨)

તેમના પત્ની સવારે સાડા છ વાગ્યે ઉઠે છે. ઘરમાં ગોળા વગેરે સાફ કરી પાણીથી ભરી લે છે. દિવાનખાનું સાફ કરે છે અને ચ્હા મુકે છે કામ કરતા કરતાં દાતણ કરી લેછે. પતિના ઉઠયા પછી તેને ચ્હા પાન, ચ્હાના ઠામ વગેરે સાફ કરે છે. ચોટલો વાળી, છોકરાને ચ્હા પીવડાવી, તેનું મોઢું ધોઈ અથવા ન્હવરાવી, માથું ઓળી, કપડા પ્હેરાવે છે. પછી પોતે ન્હાઈ લે છે. અને પછી તરતજ રાંધવાનાં કામમાં પડે છે. વચ્ચે વચ્ચે 'રઘુપતિ રામ હ્રદેમાં રેહેજોરે' અથવા 'ઉત્તાનપાદ નરપતિ નીપનો ને રાજા પરમ નિધાન' 'જે જે વૈકુંઠનાથ' કે એવું હલકે સૂરે ગાતી જાય છે. વચ્ચે વચ્ચે 'એય. પાણીનો નળ બંધ કરો તો. એને ફોઈઓ નો ન્હાઈ લે' એમ કહેતી જાય છે. અથવા "એય ક્યાં ગયુ. બ્હાર ભાગી જાઓ છો કેં? મને કામ કરવાનો? ઓસરી થઈ લાવો જોઈએ." વગેરે હુકમો કમળા દેવાંગી આપતી જાય છે. છોકરો પૂછવા આવે કે "બાપુ ફોઈએ છે કે વખત થઇ ગયો''? તો "વધાર દેવો બાકી છે" કે એમ કંઇક કહે છે અને પછી થોડી વારે "એય, જો બ્હાર ભાગી ગયુ કે! એય, આહિં આવ્યા જોઇએ એને જમવા બોલાવો" વગેરે કહે છે. પતિ જમીને બ્હાર ગયા પછી છોકરાને જમાડે છે પોતે જમે છે. જમ્યા પછી એઠાં વાસણો ધસવાની પ્રવૃત્તિ કરે છે. તે કરી. નળ ન આવતો હોય એટલે બાજુનાં ઘરમાં છોકરો ગયો હોય તેને તેડવા જાય છે અને થોડીવાર બ્હેનપણી સાથે "મ્હારી તો દાળ કેમે આજ ચડે જ નહિં: અમારે સાથે ક્યાં ઓછી માથાફોડ કરાવે છે" વગેરે વાતો કરે છે. થોડીવારે ઘરમાં આવી ન્હાના છોકરાને સુવારે છે. પછી. 'અલસકુસિત' નેત્રો થવા માંડે તોપણ પતિએ પોતાને માટે લાવેલ એકાદ ચોપડી ઉઘાડે છે અને

થોડીક લીટી વાંચી, નિદ્રામાં પડે છે. ત્યાં પતિ આરામ માટે આવે કે તરત ઉઠી ચ્હા કરે છે. ચ્હા પાઇ, જતા પતિ તરફ સ્નેહાળ હાસ્ય કરી, પોતે ચ્હા પીએ છે. છોકરાને પાય છે અને ચ્હાનાં કામ સાફ કરે છે. ત્યાં નળ આવે એટલે પોતાનાં, છોકરાનાં, તથા પતિદેવનાં કપડાં ધોવા બેસે છે. કપડાં આખુથી ધોઇ, સુકવી, પોતે ન્હાઇ કપડાં સરખાં પ્હેરી તૈયાર થાય છે. પછી દાણાદુણી સાફ કરવા બેસે છે. ત્યાં પતિદેવ આવે છે. તેને બજારમાંથી મંગાવવાનું હોય તે કહી, રાતની રસોઇની તૈયારી કરે છે. રાતે જમાડી જમી, છોકરાને સુવારે છે પછી કામ ઘમે છે. પથારી પાથરે છે અને ચોપડી લઇ વાંચવા બેસે છે. પતિને વાર લાગે છે એટલે નિદ્રાવશ થાય છે.

(૩)

છોકરો લગભગ આઠ વાગ્યે ઉઠે છે. માની પાસે જઇ, દાંત વગેરે સાફ કરી, કોગળા કરી, ચ્હા પીએ છે. પછી આમ તેમ ફરે છે. ત્યાં મા તેને ન્હવરાવે છે અને માથુ ઓળી કપડાં પ્હેરાવી દે છે. પછી છોકરો દિવાનખાનામાં જઇને બાપની ચોપડીઓમાંથી પોતાને ગમે તે એક લઇ લે છે, તો કોઇ વખત પાટી લઇ ઉપર ધવડા કરે છે તો કોઇ વખત કોઇ ચીજના કજીઆ કરી બાપને કામમા ડખલ કરે છે ત્યારે 'જો બચુ, હું લખું છું કે નહિં ?' એમ સાંભળી જતો રહે છે. વચમાં વચમાં માને કામ કરાવે છે. બાપા જમી રહે કે પછી, પોતે જમે છે અને મા બીજું કામ કરે છે ત્યાં પાડોશીને ઘેર જઇ, ભાઇબંધ સાથે રમે છે. બપોરે મા સુવારે છે ત્યારે સુવે છે. અને પછી ઉઠી, ચ્હા પીએ છે. પછી મા કામ કરે છે ત્યારે આડો અવળો રખડે છે. અને એમને એમ દિવસ પસાર કરે છે.

(૪)

ઉપર જે ચિત્ર દોર્યું છે તે એટલું તો સચ્ચાઇથી ભરપુર છે કે દરેક વાંચનાર પોતાના અંતરમાં તેનું સત્ય અનુભવી શકશે. આપણા શિક્ષિત ભાઇઓમાં ઘણીવખત કાળજીભરી બેદરકાર તથા વિશ્વાસ હોય છે કે તેમનો ગૃહસંસાર તો બહુજ સુખી છે. એટલા માટે જ મે ઉપર એક શિક્ષિત ગૃહસ્થનું ચિત્ર આપ્યું છે. તેમનાં

જીવનમાં પત્ની સાથે ક્રોધભરી બોલચાલ ખાસ જોવામાં આવતી નથી. પુત્ર તરફ કરડાગીભરી વર્તણુક નથી દેખાતી, ઘરમાં ગંદકી કે અવ્યવસ્થા નજરે પડતાં નથી. પોતાના અભ્યાસ દર્મ્યાન પુત્ર ખલલ કરે તો પણ ' જો બચુ, હું લખું છે કે નહિં ? ' એવાં કોમળ વાક્યો તે વાપરે છે. પત્ની તરફ કોમળ અને મધુર ભાવ તેનાં મનમાં નથી તેમ નથી.

પત્ની કંઇ વાઘરી જેવી નથી. સંસ્કારી છે. પોતાનાં કામમાં તે સ્વચ્છ છે. પતિના વિરૂધ્ધ તેને કદી લાગણી થતી નથી લાગતી. પુત્રને કદી ધમકાવતી નથી. કામ કરતાં શીખડાવે છે. તેને સાફ રાખે છે તેનાં કપડાંલતાં સાફ રાખે છે. ઘર આખું સ્વચ્છ અને વ્યવસ્થિત રાખે છે. રસોઇ સુન્દર કરે છે. પોતે સ્વચ્છ અને સુઘડ રીતે કપડાંલતાં પ્હેરીને શરીર તરફ સંપૂર્ણ કાળજી રાખે છે. પાડોશી સાથે કંકાસ નથી કરતી, ગામની, નાતની, કે કુટુંબની કુથલી નથી કરતી અને પતિને કદી અપ્રસન્ન નથી કરતી.

પુત્ર વઢતો નથી. પોતાની મેળે તે રમતના અને સમયનિર્ગમનનાં સાધનો શોધે છે. ઘરને ચીસોથી ભરી નથી મુકતો. પાડોશીના છોકરાની સાથે કજીઓ કે કંકાસ કરતો નથી.

મળવા આવનાર પુરૂષ કે સ્ત્રીને ઘર સંસ્કારી જણાય છે. ઉપરનું વર્ણન, વાંચનાર, તને શું કહે છે ?

## ગણપતિપૂજન.

( ભાષાન્તર. )

( ગયા અંકથી ચાલુ )

પછી કમળનાં પાનથી પાથરેલ લાકડાંનાં આસન ઉપર, રાતુ વસ્ત્ર પાથરી, તેની ઉપર રાતા ચોખાથી અષ્ટદલ કરી, રાતા ચોખાથી ગણેશ અને અંબિકાની સ્થાપના કરવી. 'ગણાનાં ત્વાં' વગેરે, જગતી[૧૮] છંદના, દ્વિગોત્રના[૧૯]ગૃત્સમદે બનાવેલ મંત્રનો ગણપતિ સ્થાપન તથા પૂજનમાં ઉપયોગ કરવો.

[૨૦]ગણાનાં ત્વા ગણપતિ હવામહે કવિં કવીનામુપમશ્રવસ્તમં, જ્યેષ્ઠરાજં બ્રહ્મણાં બ્રહ્મણસ્પત આ નઃ શૃણ્વન્નૂતિભિઃ સીદ સાદનં.

ૐ ગણપતિને સ્થાપું છું. પછી અંબિકાને 'જાતવેદસ્ વગેરે ત્રિષ્ટુપ[૨૧] છંદનો, મારિચ કશ્યપ ઋષિનો, દુર્ગા માટે બનાવેલ મંત્રનો, અંબિકાનાં સ્થાપન તથા પૂજનમાં ઉપયોગ કરવો.

---

૧૮. વેદોમાં વપરાતા છંદોમાં જગતી છંદ કંઇ થોડી વાર દેખા નથી દેતો. દરેક ચરણમાં બાર અક્ષર એવાં ચાર ચરણ તે જગતી છંદ.

૧૯. દ્વિગોત્ર તે કયું ગોત્ર તે જાણવામાં નથી.

૨૦. અર્થ: દેવનાં ટોળાનાં પતિ એવા કવિઓમાં શ્રેષ્ઠ એવા, અનુપમ, સુકૃતના અધિકારી એવા અને સ્તુતિના પતિ એવા તને હે ગણપતિ અમે બોલાવીએ છીએ. તે સાંભળીને, રક્ષણ સહિત આવ અને આ આસને બેસ.

૨૧. અગ્યાર અક્ષરનું એક, એવાં ચાર ચરણનો ત્રિષ્ટુપ છંદ બને છે.

મૂળવંતરાય ક. બક્ષી

# સ્વ. કલ્યાણરાયભાઈ

(૧) જન્મ સંવત ૧૯૧૪ ના પોષ શુદી. ૧૫, મોરબીમાં થયો.
(૨) અવસાન સંવત ૧૯૭૮ ના વૈશાખ વદી, ૧૧ સોમવાર મંગળપુરમાં સાંજના ૫ પાંચ બજે.
(૩) આયુષ્યકાળ ૬૪ વર્ષ–૪–માસ ૧૧ દિવસ.

### અભ્યાસ અને નોકરીનાં સ્થળો.

૧. ગુજરાતમાં પહેલે નંબરે મેટ્રીકની પરીક્ષા પસાર કર્યા બાદ શરૂ નોકરી રાજકુમાર કોલેજમાં કરી, ઇલોલના ટયુટર નીમાયા: બાદ મોરબી આથોપ્ર કમીશનમાં એડમીનીસ્ટ્રેટર: શંભુપ્રસાદભાઇ પાસે કલાર્ક તરીકે નોકરી કરી ત્યાંથી માંગરોળમા હજુરસીરસ્તેદાર અને ન્યાયાધીશ દરજ્જે સેવા બજાવી ખટપટને કારણે રાજીનામું આપી એજન્સી પ્લીડરની પરીક્ષા પસાર કરી ગોંડલ સ્ટેટમાં રૂા. ૨૦૦) ના પગારથી સ્ટેટ વકીલ દરજ્જે વચગાળાની મુદતમાં નોકરી કરી અને ફરી છુટક વકીલાત જારી રાખી જુનાગઢ સ્ટેટમાં રૂપીઆ ૫૦૦) ના દરમાયાથી ભાયાતી કોર્ટ જજની નોકરી મળ્યા બાદ ઉચ્ચતર જગ્યાઓએ નીચે પ્રમાણે શકિત બતાવવા પ્રારબ્ધવાન થયા હતા.

(૧) દીવાન, ઇડર સ્ટેટ.
(૨) હજુર પરસનલ આસીસ્ટન્ટ ટુ મહારાજ કુમાર સાહેબ.
(૩) હજુર અદાલત સભાસદ, જુનાગઢ સ્ટેટ.
(૪) લીગલ એડવાઇઝર, મોરબી સ્ટેટ.

(૫) જુનીયર એડમીનીસ્ટ્રેટર, પોરબંદર સ્ટેટ.

(૬) એકસદીવાન અને હેરીડેટરી પેનશનર, ધ્રફ સ્ટેટ

અલગ અલગ સ્થળની નોકરી દરમ્યાન બ્યાન કરવા લાયક ટુંકે હકીકતે.

(૧) શરૂઃ મોરબી નોકરીમાં તેમના વડીલ બંધુ રા. રા. લક્ષ્મીશંકર જેઠાભાઇ બક્ષી ઉપર તે વખતના દીવાન રાવબહાદુર પોપટભાઇ વેલજીની દખાભણીને કારણે સ્ટેટ વકીલ દરજ્જે હીસાબ બરાબર રાખ્યો નથી અને દરબારી રકમની ગડબડ જણાય છે. એવો આક્ષેપ રાખી રાજકોટથી મોરબી મુકામે બોલાવતાં જ્યારે આવ્યા ત્યારે તેઓ તાવની બીમારીમાં પડેલા હતા. ચોપડા વગેરે શહેરની માંડવી ઉપર રાખ્યા તેમાંથી મુદ્દાનો ચોપડો સગેવગે કરવામાં આવ્યો. પરંતુ દફતર સાથેના લીસ્ટમાં તે ચોપડાનું નામ મોજુદ હોવાથી ચોપડાની હાજરી સાબીત થતા તે આક્ષેપ પરિણામે દૂર કરી શકાયો. જોકે ખટપટના દબાણને કારણે રા. રા. લક્ષ્મીશંકર જેઠાભાઇ બક્ષીને ચાલ્યા જવા પોતે સલાહ આપી અને તે વખતના સંબંધ સાચવનાર બક્ષીશેરીમાં રહેનાર બ્રાહ્મણોએ જોખમ ઉઠાવી ચડવાની ઘોડી તથા ઘરસામાન નદી ઉપર પાણી પાવાના નિમિત્તે બહાર લઇ જઇ કડીવાળી લાકડીઓ સાથે સંગાથ આપી થોડે દુર સાહેબની સ્વારીમા તેમને પહોંચતા કર્યા હતા,

(૨)આધોઇ કમીશનના કામ દરમ્યાન નકલો કરવાની કામગીરીમાં એકાગ્ર ચિત્તથી એટલી તલ્લીનતા સાથે પોતે કામ કરતા હતા કે એડમીનીસ્ટ્રેટર સાહેબ રા. રા. શંભુપ્રસાદ ભાઇએ દિલની ઉર્મી આવતા પાછળથી ચુપકાથી જઇ પોતાના સોનેરી કોરવાળા દુપેટાથી મોઢા ઉપરનો પસીનો લોયો ત્યારે પોતાને નાજુબી થઇ અને ઉભા થવા જતાં રા. રા. શંભુપ્રસાદ ભાઇએ રોકી દીધા અને પસીનો લેવાનો લ્હાવો લઇ ભવિષ્યમાં તેની વૃત્તિથી કામ કરશો તો આગળ ચડતી થશે એવો અંતઃકરણનો આશિર્વાદ આપ્યો.

(૩) માંગરોળ રાજ્યમાં લાહેરા મુકામે જુનાગઢ તરફથી પેસકદમી તે વખત નાયબકારભારી સાહેબ માણસો મોકલી કરવા પ્રયત્ન

એક અગ્રેસર મોજુદ અગર ગુજરાતી ભાષાતે વાજબી ગેરવ્યાજબી રીતે શેઠ પહોંચાડવા પ્રયત્નો કર્યા અને છેવટે મરહુમ બાપુભાઈ મજમુદાર બારીસ્ટરને પોતા તરફથી કોઈ યોગ્ય અભિપ્રાયથી અરજી ગવર્નમેંટમાં આવે તો રૂપીયા એક લાખની રૂશવત આપવા પ્રયાસ કરેલો હતો પણ પોતે તેમા અડગ રહ્યા હતા, જે હકીકત કુટુંબીજનો પૈકી ફક્ત સેવકના જાણવામાં છે; કારણ ઇડર રાજ્યની નોકરી છોડતા તે કીસ્સો પોતે પોતાના મામા બળભાઇ નથુરામ ઝાલાને વઢવાણ સ્ટેશને કહેતા તે રીતે તથા મરહુમ બાપુભાઇ મજમુદારના કહેવાથી સેવકની તે રીતે પણ વાકિફગારી છે. આ હકીકત કોઇના પ્રત્યે ટીકા તરીકે ધ્યાન કરેલી નથી પરંતુ પ્રામાણિકતાની પરીક્ષા કોઇ વખતે કુદરત તરફથી કેટલા દરજ્જાની લાલચથી થાય છે તેનું નિરૂપણ થવા સામાન્ય રીતે બતાવેલી છે. આ હકીકતની કદર તરીકે તથા રાજ્યના બીજા ભાયાતોની તકરારનો સંતોષકારક નીવેડો લાવવાની કદર દરજ્જે નામદાર પ્રતાપસીંહ મહારાજા સાહેબે "મેવડી તાઝીમ" તથા હાથના કુરબનો આબરૂ બક્ષેલી હતી; તેવીજ રીતે નામદાર મહારાજા પ્રતાપસીંહ અને નામદાર હાલના મહારાજા દૌલતસિંહજીનો સંબંધ અલગ ન થાય તેવી સમદ્રષ્ટિ રાખવાથી નામદાર ઇડર મહારાજા સાહેબ દૌલતસિંહજી સાહેબે શરૂમાં માસિક રૂપીયા ૫૦૦) પાંચસેંહનું જીંદગી પર્યન્તનું અને પાછળથી તે પેનશન વંશપરંપરા કરી આપી ઉજ્જવળ કીર્ત્તિ વધારેલી છે.

(૭) પોરબંદર રાજ્યમાં જ્યુનીયર એડમીનીસ્ટ્રેટર દરજ્જે નોકરી દરમ્યાન એ વખત તાબુત પ્રસંગે ખારવાની બડી આગળ વાજીંત્ર વાગવાનાં ગડબડને કારણે હુલડ થઇ જતાં પોતે જાતે હાજરી આપી તે દબાવી દેવા જીંદગીના જોખમે પ્રયત્ન કરેલ; અને નામદાર ગર્વનર સાહેબની પોરબંદરમાં પધરામણી થતાં ગર્વનર સાહેબે તે સબધે જાહેર ભાષણમાં સંતોષ બતાવ્યો હતો. તેમજ જોકે અગસરા ભાગદાર વાજસુર વાળાએ રાજીનામું આપ્યા બાદ પોતે હેનકોર સાહેબના વખતના નોકરી ઉપર ચાલુ રહી જે કાર્યો પોતાનાં "જોઇન્ટ"

એડમીનીસ્ટ્રેટરાનના વખતમાં થયાં હતાં તેનું વાજબીપણું બતાવીને બાદ એ મોટા પગારદારોની ગોઠવણુની જરૂર ન હોતાં ગવર્નમેંટ તરફથી ત્રણ માણસનો પગાર આપી નોકરીમાંથી રીટાયર કરવામાં આવ્યા હતા. હાલના જમાનામાં ફર્સ્ટ ક્લાસ સ્ટેટમાં નોન ગવર્મેંટ ઓફીસરને એડમીનીસ્ટ્રેટરની જગ્યા મળવામાં મરહુમ નામદાર મોગ્બી ઠાકોર સાહેબ સર વાઘજીની તથા તે કારણે મેકેહાલ સાહેબની સહાનુભૂતિથી તે જગ્યા મેળવવા ભાગ્યશાળી થયા હતા.

(૮) રીટાયર થયા પછી રાજકોટ સ્ટેટમાં પ્રજાપ્રતિ નિધિમંડળ સ્થાપવા તથા પ્રીન્સ કાઉન્સીલમાં ઈડર રાજ્યના એક્સ દિવાન દરજ્જે ભાગ લેવા નશીબદાર થયા હતા.

(૯) જન્મોત્રી મુજબ આયુષ્યનો કંઇ શેષ ભાગ બાકી હોવાની માન્યતા મારા જેવા આસ્તીકને રહેલી છે કારણ દ્વારકામાં શારદા પીઠની ગાદી વિશે શ્રી માધવાતીર્થના સ્વર્ગવાસ બાદ તેમાં અડગમત બતાવવામાં તેના ઝોટાને લઇ આયુષ્ય પરિણામે વહેલું ખતમ થયેલું માનવામાં આવેછે. એટલુંજ નહિ પરંતુ પોતાના વીલમાં ધ્યાન કર્યા મુજબ તે કારણે પોતે સ્વામી થવાનો વિચાર માંડી વાળવાની તથા કુટુંબના થયેલાં અવસાનોને પરિણામે પોતે પોતાનો જીવન દોરી ટુંકી થાય એવા લેખીત વીચારો બતાવેલા છે.

માનશંકર પીતામ્બરદાસ મ્હેતા.

# આન્હિકમીમાંસા.

## '૪ વૈદિક ધર્મ એટલે યજ્ઞ-યજ્ઞનું રહસ્ય.

ઉપર કહેવામા આવ્યું છે, તેમ મંહિતા તથા બ્રાહ્મણોમાં કર્મ ભાગ, અને ઉપનિષદોમાં ઉપાસના અને જ્ઞાન ભાગનો સમાવેશ કરવામાં આવેલ છે. તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે-કર્મ, ઉપાસના અને જ્ઞાન એ વૈદિક ધર્મના વિષયો છે. છતાં પૂર્વ મીમાંસામાં માત્ર વૈદિક કર્મોને જ ધર્મ કહેલ છે. ઉપાસનાનો અને જ્ઞાનનો ભાગ ધર્મના પૃથક પૃથક અંશોની સ્તુત્યર્થે એટલે અર્થવાદ રૂપે છે, એમ કહેવામાં આવેલ છે.§ તે કર્મ એટલે શું? જુદા જુદા દેવતાઓને (જેમાં પિતૃઓનો પણ સમાવેશ થાય છે તેઓને) ઉદ્દેશીને અથવા તેઓને પ્રસન્ન કરવા માટે જે યજ્ઞો કરવામા આવે છે, તેજ વૈદિક કર્મો અને તેજ વૈદિક ધર્મો* **यज्ञेन यज्ञमयजन्तदेवास्तानि धर्माणि प्रथमान्यासन्** (દેવોએ યજ્ઞપુરૂષ રૂપી દ્રવ્યથી યજ્ઞ કર્યો, અને તે ધર્મો એટલે યજ્ઞકર્મોજ મુક્ષ ધર્મો હતા.) એ પુરૂષસૂકતના મંત્રનો આધાર આપી, મીમાંસકો એમજ પ્રતિપાદન કરે છે કે-અગ્નિકુંડમાં અમુક દ્રવ્યોની અમુક મંત્રોચ્ચાર કરીને આહુતિઓ આપવી, તેમાં ધર્મનો સઘળો હેતુ પર્યાપ્ત થાય છે.† તેમજ તેઓનો પુર્ણ આગ્રહ છે કે

---

§ પૂર્વમીમાસા, અધ્યાય ૧ પાદ ૨ સૂત્ર ૧ થી ૮.

* તેજ અ.૧ પા. ૧ સૂ.૧–૨, અને તે ઉપર શાબરભાષ્ય.

† ઋગ્વેદ મંડળ ૧૦ સૂકત ૯૦ ઋચા ૧૬

**यावज्जीवमग्निहोत्रं जुहुयात्** એ શ્રુતિની આજ્ઞાને શિરે ધૃત કરીને જીવનભર યજ્ઞો કર્યે જવા. શતપથ અને ઐતરેયાદિ બ્રાહ્મણોમાં એવા એવા અનેક યજ્ઞોનું વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે. + કાલાન્તરે તેવા જટિલ, વિસ્તૃત અને બહુદ્રવ્યકાલસાધ્ય યજ્ઞો ઉપરથી મનુષ્યોની શ્રધ્ધા મંદ થઇ ગઇ. ત્યારે ઘરમા બેસીને અલ્પ આયાસથી અને અલ્પ દ્રવ્યથી થઇ શકે, તેવા પ્રયોગવાળી યજ્ઞક્રિયાનો આદર થવા લાગ્યો. ગૃહ્યસૂત્રોમાં અને સ્મૃતિઓમાં ગૃહસ્થથી થઇ શકે તેવા કર્મોનું વિધાન કરવામાં આવ્યું છે. આવસથ્ય એટલે વિવાહ થયા પછી ઘરમાં પ્રકટાવેલા અગ્નિનઃ યજનનો અને ઉપનયનવિવાહાદિ સંસ્કારોનો તે સૂત્રોમા સમાવેશ કરવામાં આવ્યોછે. પરંતુ તે સઘળા કર્મોમાં યજ્ઞનુંજ પ્રાધાન્ય રાખવામાં આવ્યું છે. ÷ અને તે સઘળા યજ્ઞોનો અર્થ દ્રવ્યયજ્ઞો જ કરેલ છે. યદ્યપિ સંહિતા અને બ્રાહ્મણો યજ્ઞકર્મના પ્રધાન ગ્રંથો છે, તેમાં પણ યજ્ઞશબ્દ બહુ વિશાલ અને વિસ્તૃત અર્થમાં વાપરવામાં આવેલ છે. * છતાં યજ્ઞ એટલે દ્રવ્યયજ્ઞ

---

+ યજ્ઞો બે પ્રકારના છે, ૧ શ્રૌત અને ૨ સ્માર્ત. શ્રૌતયજ્ઞોમા વળી બે વર્ગો પાડવામાં આવ્યા છે કે હવિર્યજ્ઞ અને ૨ સોમયજ્ઞ– ૧ અગ્ન્યાધાન, ૨ અગ્નિહોમ, ૩ દર્શપૌર્ણમાસ, ૪ પિંડપિતૃયજ્ઞ, ૫ આગ્રયણ, ૬ ચાતુર્માસ્ય અને ૭ દાક્ષાયણ– એ સાત હવિર્યજ્ઞો છે; ૧ અગ્નિષ્ટોમ, ૨ ઉક્થ્ય, ૩ ષોડશી, ૪ અત્યગ્નિષ્ટોમ ૫ અતિરાત્ર, ૬ વાજપેય અને ૭ આપ્તોર્યામ એ સાત સોમ યજ્ઞો છે.

÷ સ્માર્ત યજ્ઞોને પાકયજ્ઞો કહે છે. તેના ચાર વર્ગો પાડવામાં આવ્યા છે, ૧ હુત, ૨ અહુત, ૩ પ્રહુત અને ૪ પ્રાશિત. ૧ અગ્નિમાં આહુતિ આપી હોમ કરવો તે હુત, ૨ યજ્ઞની વેદીઉપર દર્ભો પાથરવા તે અહુત, ૩ નિકૃષ્ટ પ્રાણી વર્ગને બલિદાન આપવું તે પ્રહુત અને ૪ બ્રાહ્મભોજન તે પ્રાશિત (પારસ્કરગૃહ્યસૂત્ર કાંડ ૧ કંડિકા ૪ સૂત્ર ૧ ગૌતમ સ્મૃતિમાં અષ્ટકા, ૨ દર્શપૌર્ણમાસ, ૩ પિંડપિતૃયજ્ઞ, ૪ શ્રાવણ, ૫ આગ્રહાયણી, ૬ ચૈત્રી અને ૭ આશ્વયુજી એ સાત પ્રકારના યજ્ઞોને પાકયજ્ઞો કહ્યા છે

* જુઓ શ્રીમદ્ભગવદ્ગીતા અ ૪ શ્લો. ૨૩થી ૩૩.

એવી દૃઢ ભાવના વૈદિક ધર્માવલંબીઓમાં થઈ ગઈ છે. પુરૂષસૂક્તનો યજ્ઞપુરૂષ, તે પરમાત્મા અથવા પરમેશ્વર પોતેજ છે. અને તેણે પોતાની ચૈતન્યશક્તિ જડસૃષ્ટિમાં અર્પીને તેને પ્રગતિવતી કરી. તેજ યજ્ઞનો અર્થ ત્યાં વિવક્ષિત છે. બ્રાહ્મણોમાં પ્રજાપતિને તેજ અર્થમાં યજ્ઞરૂપ કહ્યો છે. અને તે પ્રમાણે મનુષ્ય પોતે પોતાની સૃષ્ટિનો વિધાતા હોવાથી, તે યજ્ઞપુરૂષ કહેવાય છે. સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરવાની સતત પ્રવૃત્તિ જ પરમાત્માની યજ્ઞક્રિયા છે. ગીતાશાસ્ત્રમાં તો દ્રવ્યયજ્ઞ અથવા દેવયજ્ઞને સૌથી નિકૃષ્ટ કોટિમાં મુકીને, તપોયજ્ઞ, યોગયજ્ઞ, બ્રહ્માર્પણયજ્ઞ, સ્વાધ્યાયયજ્ઞ અને જ્ઞાનયજ્ઞને ઉત્તરોત્તર ઉચ્ચતર સ્થિતિમાં મુકેલ છે; § અને ત્યાં યજ્ઞનો સૃષ્ટિચક્ર અથવા સંસારનો પ્રવાહ અને તે પ્રવાહને અનુકૂળ પ્રવૃત્તિ કરવી, તેવો અર્થ કર્યો છે. ‡ અર્થાત્ યજ્ઞનો તાત્વિક અર્થ તો પોતામાંથી

---

§ ખાસ કરીને જુઓ શતપથ કાંડ ૧૦ (અગ્નિ રહસ્યવિષે)

‡ મંત્રઉચ્ચારણમાં સ્ખલન થવાથી કેવું વિપરીત પરિણામ આવે છે, તે વિષે શતપથ બ્રાહ્મણમાંથી એક બહુ અસરકારક દ્રષ્ટાંત વારંવાર આપવામાં આવે છે. ત્વષ્ટાના પુત્ર વિશ્વરૂપ અસુરોનો ભાણેજ હતો. અને તેણે અસુરોનું પુરોહિતપણું ગ્રહણ કર્યું હતું. તેથી તે અસુરોને અધર્માચરણમાં બહુ ઉત્તેજન અને મદદ આપતો હતો. ઈંદ્રે, તે કારણથી તેને મારી નાખ્યો. તેથી તેનો પિતા ત્વષ્ટા ઈંદ્ર ઉપર બહુ કોપાયમાન થયો અને ઈંદ્રને હણી શકે તેવો પુરૂષ ઉત્પન્ન કરવાને તેણે એક મહાન્ યજ્ઞ કર્યો ને યજ્ઞમાં અગ્નિને આહુતિ આપતાં તેણે **इन्द्रशत्रुवर्धस्व** એ મંત્રોચ્ચાર કર્યો. પરંતુ તેના ઉચ્ચારણમાં તેણે સ્વર મુકવામાં ભૂલ કરી. વાસ્તવિક રીતે તેણે **वर्धस्व** એ પદ ઉપર ભાર મુકવો જોઈતો હતો. તેમ કર્યું હોત તો તેનો તત્પુરૂષ સમાસ થતાં ઈંદ્રનો શત્રુ એટલે ઈંદ્રનો હણનાર વૃધ્ધિ પામો એમ ભાવ લાવી શકત. પરંતુ તેમ ન કરતા, તેણે **इन्द्र** શબ્દ ઉપર ભાર મુકયો, જેથી તેનો બહુવ્રીહિ સમાસ થયો: એટલે ઈંદ્ર છે તેનો હણનાર, તે વૃધ્ધિ પામો એવો ભાવ આવ્યો. અને તેમ થવાથી જે પુરૂષ ઉત્પન્ન થયો તે વૃત્રદાનવ; તેની સાથે ઈંદ્રને અનેક યુધ્ધો કરવા પડયા, પરંતુ છેવટે તે વૃત્ર હાર્યો અને મરાયો. જુઓ શતપથ કાં. ૧ અ. ૧ ભા. ૩ મંત્ર ૧૦ તથા પાણિનિના ૫૨૫૪ સૂત્ર ઉપર પતંજલિનું ભાષ્ય.

બીજાને કંઇ આપવું તે '– 'સ્વત્વત્યાગ '– અથવા 'સ્વાર્પણ'–
એટલોજ થાય છે. તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે– યજ્ઞના તેવા તાત્વિક
અર્થને મનુષ્યના સતત લક્ષમાં રાખવાના હેતુથી અથવા ક્રમે ક્રમે
કેવલ સ્વાર્પણમય જીવન બનાવી દેવાના ઉદ્દેશથીજ દ્રવ્યયજ્ઞો અથવા
દેવયજ્ઞો યોજાય છે. છતાં તે યજ્ઞો નિરર્થક અથવા બાલચેષ્ટાઓ જેવા
તો નહીજ. પ્રાયશઃ શ્રૌતયજ્ઞોનું પ્રયોજન સ્વર્ગ પ્રાપ્તિનુંજ છે.
શ્રૌતયજ્ઞોનું યથાવિધિ અનુષ્ઠાન કરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થયા વિના
રહેતી નથી અને કલેશમય કષ્ટમય અને વિગ્રહમય આ મૃત્યુલોક-
માંથી છૂટા થઇ, કેવલ સુખમય અને તેજોમય લોકની પ્રાપ્તિ થાય,
એથી વિશેષ પુરૂષને ઇચ્છવાનું શું હોય? મીમાંસકોને મતે તેનું નામજ
પરમ પુરૂષાર્થ અને તે પરમ પુરૂષાર્થની સિધ્ધિ, તેજ મુકિત. ત્યારે
યજ્ઞના અનુષ્ઠાનથી–અગ્નિમાં ઘૃતાદિક હોમવાથી સ્વર્ગની પ્રાપ્તિ
શી રીતે થઇ શકે? વૈદિક કાળમાં પણ અનેક બંડખેાેરાએ તેવા પ્રશ્નો
છૂટથી ઉપસ્થિત કર્યા હતા, છતાં તેથી વૈદિક ધર્માવલંબીઓની શ્રધ્ધા
જરાપણ ખંડિત થઇ ન હતી. શતપથને ઐતરેયાદિ કોઇ પણ
બ્રાહ્મણગ્રંથનું અવલોકન કરશો તો તેનો ભેદ તુરત સમજી શકાશે.
પાર્થિવ અગ્નિમાં પાર્થિવ ઘૃત હોમવું, તેજ યજ્ઞાનુષ્ઠાનનો તાત્પર્યાર્થ
નથી, તે ગ્રંથો જોતાં જણાશે કે –દરેક યજ્ઞના અનુષ્ઠાનમાં મંત્રો
અને દેવો – એ બન્ને બહુ અગત્યના અંગો છે. દરકોઇ એક કર્મમાં
અમુક મંત્ર અથવા મંત્રના જે વિનિયોગ થઇ શકે, તેમાંથી એક શબ્દ
એક અક્ષર અથવા એક માત્રાનો પણ ફેરફાર થઇ શકે નહિ. ફેરફાર
કરવા જતાં ઇષ્ટફલ પ્રાપ્ત ન થાય, એટલુંજ નહિ, પણ વિપરીત
પરિણામજ આવે. મંત્રો અથવા મંત્રોચ્ચારમાં પણ સ્ખલન થવાથી
વિપરીત પરિણામો આવ્યાના અનેક દ્રષ્ટાંતો તે ગ્રંથોમાંથી મળી આવે
છે તેજ પ્રમાણે દેવોના સંબંધમાં પણ છે. કુદરતની અગ્નિ, જલ, વાયુ,
તેજ, વિદ્યુત્– આદિ મહાન્ શકિતઓને આધુનિક વિજ્ઞાન વિદ્યાએ
વશ્ય કરેલ છે, અને હજુપણ નવી નવી શોધો થયાંજ કરે છે, તે
ઉપરથી ભવિષ્યમાં મનુષ્યની શકિતસંપત્તિમાં કેટલીબધી સંવૃધ્ધિ થઇ
જશે, તે અટકળ કુરેકેલ થઇ પડે તેમ છે. પ્રાચીન મહર્ષિઓને તેવી

શક્તિઓનાં કેન્દ્રરૂપ, તેમજ તેવી શક્તિઓ પ્રકટ કરનાર અને યોજનાર ચૈતન્યવાન્ બુધ્ધિનાં મન્ત્રોનું જ્ઞાન હતું. તે મન્ત્રો તેજ દેવો. આધુનિક શક્તિઓના જેમ અગ્નિ, વાયુ અને વિદ્યુત્ એવા ત્રણ મુખ્ય વર્ગો પાડી શકાય, તેમ પ્રાચીન ઋષિઓએ પણ અનેક જુદા જુદા દેવોના અગ્નિ, વાયુ અને સૂર્ય-એવા ત્રણ મુખ્ય વર્ગો પાડયા હતા. યજ્ઞકાળમાં વિશેષતઃ અગ્નિ, ઇંદ્ર, વિષ્ણુ, સોમ, અશ્વિઓ, મિત્ર, વરૂણ, રૂદ્ર, આપસ્ (જળ), સુર્ય, સવિતા, બૃહસ્પતિ અને પ્રજાપતિ-એ દેવોની સ્તુતિ કરવામાં આવતી હતી. ઋગ્વેદ સંહિતામાં તેજ દેવોની સ્તુતિ કરવામાં આવી છે, તેજ દેવોની સાહાય્ય મેળવવા સૂકતોનાં સૂકતો રચવામાં આવ્યા છે. કોઇપણ મોટા યજ્ઞમાં દેવોનું આ આવાહન કરવાને માટે તેમજ તેઓને પ્રસન્ન કરવા માટે સૂકતોનાં સૂકતો વિધિપૂર્વક ભણવાં જોઇએ, એટલુંજ નહિ પણ સામવેદનાં ગાયનો પણ તેજ પ્રમાણે લલકારવાં જોઇએ. મીમાંસકો કહે છે કે- એ રીતે કોઇપણ યજ્ઞ આદિથી અંતસુધી-દીક્ષાગ્રહણેથી તે અવભૃથસ્નાન સુધી કરવામાં આવે તો આસપાસના વાતાવરણમાં વ્યાપી રહેલ સૂક્ષ્મ તત્વોમાંથી અમુક રૂપ ઉત્પન્ન થાય છે, જેને તેઓ અપૂર્વ કહે છે. તે અપૂર્વ યજમાનના સૂક્ષ્મશરીરનાં પરમાણુઓની રચનામાં ફેરફાર કરી કંઇ નવીન તેજસ્વી સ્વરૂપ બનાવે છે, અને જેવી યજ્ઞની સમાપ્તિ થાય કે તુરત યજમાન તે સ્વરૂપથી સ્વર્ગમાં જાય છે.§ ઐતરેય બ્રાહ્મણોમા આદિત્યો અને અંગિરાઓ તેજ પ્રમાણે યજ્ઞની સમાપ્તિ થતાંજ સ્વર્ગે ગયાના દ્રષ્ટાંતો નોંધાયા છે.÷ થિયોસોફીકલ સાહિત્યમાં, અમુક આચારોથી, અમુક વિચારોથી, અમુક ભક્તિમય ઇશ્વરચિંતનથી મનુષ્યના સ્થુલ શરીરની અંદર રહેલાં સૂક્ષ્મ શરીરોમાં ફેરફાર થાય છે, અને બૌધ્ધિક શરીર અથવા કારણ શરીરમાં તેવી રીતે ફેરફાર થતાં, મનુષ્ય તે શરીરો વડે ઉચ્ચ ભૂમિકાઓમાં વિહરી

---

§ પુર્વ મીમાંસા, અધ્યાય ૨ પાદ ૧ તથા ૨

÷ ઐતરેય બ્રાહ્મણ અ. ૧૮ ખં ૩ મં. ૩. તથા અ. ૨૨ ખં. ૯ મં. ૬

કેશ છે, એમ સ્પષ્ટ કહ્યું છે. મીમાંસકોનું અપૂર્વ પણ તેજ ક્રિયા કરે છે, એમ અપૂર્વવિષે મીમાંસાનાં અધિકરણો ઉપર કુમારિલ ભટ્ટનું વાર્તિક વાંચતાં સ્પષ્ટ જણાઇ આવે છે. અર્થાત્ દ્રવ્યયજ્ઞોમાં પણ અપૂર્વશક્તિ રહેલી છે, એમ તે ઉપરથી સિધ્ધ થાયછે. તેટલાજ માટે પ્રાચીન ઋષિઓનો કર્મકાંડ માટે એટલો બધો આગ્રહ હતો.

## ૫ વૈદિકધર્મનું બીજું અંગ-ઉપાસના.

છતાં માત્ર યજ્ઞાદિક કર્મોના યથાયોગ અનુષ્ઠાનથીજ જીવનનો ઉદ્દેશ સિધ્ધ થતો નથી, જીવનનું અંતિમ લક્ષ્ય પ્રાપ્ત થતું નથી; ધર્મના એ રહસ્યથી વૈદિક કાળના ઋષિઓ પણ અજાન ન હતા. શુકલ યજુર્વેદ કેવલ કર્મકાંડનોજ વેદ છે, વૈદિક યજ્ઞોની સિધ્ધિ યજુર્વેદથીજ થઇ શકે છે. તેમ છતાં તેમાં પણ સઘળા યજ્ઞોનું સવિસ્તર સૂચન કર્યા પછી, છેવટના ભાગમાં ઇશાવાસ્યોપનિષદનું પ્રકરણ જોડયું છે. તે પ્રકરણમાં કર્મનું રહસ્ય સમજાવતાં કહેવામાં આવ્યું છે કે- 'માત્ર કર્માનુષ્ઠાનથી અંધકારમય જડના પ્રાપ્ત થાય છે તેમજ માત્ર ઉપાસનાથી તેથી પણ વિશેષ અધોગતિ થાય છે. ઉપાસના સહિત કર્માનુષ્ઠાનથી દિવ્યલોકની પ્રાપ્તિ થાય છે ÷ બૃહદારણ્યકોપનિષદમાં કર્મની એટલી બધી અવગણના કરી નથી, છતાં ત્યાં પણ ઉપાસનાને કર્મ કરતા ઉચ્ચતર કોટીમાં મૂકેલ છે. * મીમાંસકો જ્યારે જીવનના વિકાસમાટે કર્મનીજ અગત્ય માને છે, ત્યારે ઉપનિષદોમાં દેવોની પ્રસન્નતા અથવા ઇશ્વરાનુગ્રહ ઉપર મુખ્ય આધાર રાખવામાં આવ્યો છે.

ત્યારે ઉપાસના એટલે શું? 'ઇષ્ટદેવની સમીપ જવું, તન્મય થવું, અર્થાત્ અંતઃકરણમાં ઉપાસ્ય દેવ સિવાય ઇતર સઘળી વૃત્તિઓનો નિરોધ કરવો, બીજી સઘળી વૃત્તિઓને દેવવૃત્તિઓમાં સમાવી દેવી, તે ઉપાસના. ગીતાના શબ્દમાં કહીએ તો બ્રહ્માર્પણયોગ જેવી સ્થિતિ ઉત્પન્ન કરવી. તે સહજ નથી. અંતઃકરણ તો એક તળીઆં

÷ ઇશોપનિષદ, મંત્ર ૯-૧૦-૧૧

* બૃહદારણ્યોકપનિષદ, અ. ૧ બ્રા. ૫, કં. ૧૬

તે ભોગવિલાસનાં કર્મો તેજ કામ્ય કર્મો છે.÷ પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો ઇંદ્રિય જન્ય જ્ઞાનની પાર જઇ શકતા નથી: તેથી તેઓની સઘળી પ્રવૃત્તિઓ પોતાના ભોગવિલાસના કર્મોમાં પર્યાપ્ત થાય છે.

આધુનિક વિજ્ઞાનવિદ્યાનું પરિણામ એ આવ્યું છે કે મનુષ્ય એમ સમજે છે કે– " હું કુદરતનો સ્વામી છું, આખું જગત મારે માટે સર્જાયું છે, તેણે મારી આજ્ઞાઓ હુંગે મોઢે ઉઠાવવીજ જોઇએ, મારા ગુલામ થઇને રહેવું જોઇએ " ત્યારે પ્રાચીન ઋષિઓનું શિક્ષણ એ છે કે– "આખી કુદરત મારી પોતાની છાયા છે, કુદરતનું કુદરતપણું તેમાં વ્યાપી રહેલ ચૈતન્યથીજ છે, અને તે ચૈતન્ય હું પોતેજ છું. જગત્ મારે માટે નથી, પણ હું જગતને માટે છું. વિરાટ–શરીરનું હુ એક અંગ છું, અને આખા શરીરની સેવા કરવા માટે હું સર્જાએલ છું. એવી ભાવના ઉત્પન્ન કરવી, એવી ભાવનાને કેળવવી અને એવી ભાવનામય જીવન બનાવી દેવું, તેજ ધર્મશાસ્ત્રો અને જ્ઞાનશાસ્ત્રોનો ઉદ્દેશ છે, એજ આપણા પૂર્વજ ઋષિઓએ આપણને માટે મુકેલો વારસો છે *

÷ કૃષ્ણયજ્વપ્રણીત મીમાંસાપરિભાષા, પૃ. ૧૩ અને ૧૭.

* દ્વિજોએ કરવાના પંચમહાયજ્ઞો અથવા વૈશ્વદેવ કર્મ આ ભાવનાના સ્મારક ચિન્હ રૂપે યોજાયું છે.

કીર્તિકો કોટ ચડી ચોટમેં કમાયો હે.
એસે વસાવડા. પ્રગટ પ્રભાશંકરજી,
રાજનકે પાસ જીને, શીશકો કટાયો હે,
કહત હે શ્રીરંગ, રંગ રંગ હે, સૌરાષ્ટ્ર ભોમ,
નાગર નરરત્ન જીને, યત્નસે નીપજાયો હે. ૩
હોવે વિદ્વાન, ઓર, કવિઓકે કદરદાન,
નામ ધારી મણી, કુલ કીકાણી જાયો હે,
એસો કુલવાન, ખાનદાનમેં દિવાન કુળ,
મગળ સ્વરૂપ મણીશકર, જશ પાયો હે,
બુધ્ધનકા સાગર એસો, નાગર નૃસિંહ ગયો,
જીને શ્રૃંગાર સોરઠ ભોમીકો સજાયો હે
કહત હે શ્રીરંગ, રંગ રંગ હે. સૌરાષ્ટ્ર ભોમ.
નાગર નરરત્ન જીને; યત્નસે નીપજાયો હે, ૪
ઝાલા ગોવિંદ કહાં, કહાં નર ન્યાલચંદ,
જીને ટેકસે વિશેષ મર્તબા મઢાયો હે,
નાગર નૃસિંહ ભકત, ભોમી હોના અશકત,
એસો પ્રસિધ્ધ, દાસ પરબત ગવાયો હે,
દેશમેં દયાસ પાસ શ્રીધર દિવાન મહાન,
જાકો જશ ભાટ જાટ ચારણોને ગાયો હે,
કહત હે શ્રીરંગ, રંગ રંગ હે સૌરાષ્ટ્ર ભોમ,
નાગર નરરત્ન જીને, યત્નસે નીપજાયો હે. ૫
બાહોશ મુત્સદ્દી ગુણી, વાણી સુધારૂપ બોલ,
કાયર કે અંતરમેં, શૌર પ્રકટાયો હે.
એકનિષ્ટ, સત્ય મિત્ર, કાઠીકો સાથી જેને,
કીર્તિકો ઢોલ, દેશ દેશમેં સુનાયો હે,
ગીરધર ગંભીર, નર બહાદુર શુરવીર ધીર,
જ્ઞાતિ ભકત, દીનવાન, જ્ઞાનવાન જાયો હે.
ધન્ય ધન્ય લાખવાર, ધન્ય હે સૌરાષ્ટ્ર ભોમ,
નાગર નરરત્ન જીને યત્નસે નીપજાયો હે. ૬

આભૂષણ રૂપતેરો, જાદવ પ્રતાપી ગયો,
બુધ્ધિમેં ભંડાર જેને, સર્વકો લજાયો હે,
જ્ઞાતિ હીત સાધનેમેં, જ્ઞાતિકો મુરબી જેને,
જીંદગી કો મુલ્ય, પરિપૂર્ણ સમજાયો. હે,
ધર્મવીર, કર્મવીર, દાનવીર, સિધુ જેસો,
ગુણીયલ ગંભીર દિવ્ય પુરૂષ સજાયો હે,
ધન્ય ધન્ય લાખવાર. ધન્ય હે સૌરાષ્ટ્ર ભોમ,
નાગર નરરત્ન જીને યત્નસે નીપજાયો હે. ૭

પ્રેમરાય ગૌરિશંકર.

# સંતતિ કે અમરતા ?

"સરજનહારે સરજી જગમાં નરનારીની જોડ"

પ્રાચીન આર્યધર્મની દ્રષ્ટિએ પુત્રને ફરી જન્મેલો પિતાજ કલ્પ્યોછે. **पिता एव पुत्रनामास्ति** જન્મમરણસંસ્કારના મંન્ત્રોમા તુરતના જન્મેલા બાલકને ઉદ્દેશી રૂષિ કહેછે – તું પિતાજ છે, માત્ર ત્હને પુત્ર નામ આપ્યું છે, આ ત્હારૂં ન્હાનું શરીર અને પિતાનું મ્હોટું શરીર એ જુદાં નથી પણ એકજ શરીર – એકજ પિણ્ડના ન્હાના મ્હોટા ગોળા છે – "કારણ" પિતા મુખે આર્યમન્ત્રો કહેછે "અંગ અંગમાંથી તું બની રહ્યોછે – **अंगादंगात्संभवसि** – આ હૈયામાંથી તું મ્હારૂં અધિકરૂપ બન્યોછે **हृदयादधिजायसे.** "એક મુલાયમ પિણ્ડને ટૂંપી ટૂંપી તેને વધારે લાંબો-ખેંચીને બનાવે તેમ પિતાનો પિણ્ડ "ખેંચાયો" અને વિસ્તાર પામ્યો – માટે ત્હારો આજે જન્મ થતાં પિતા **तात** "ખેંચાયલો; વિસ્તાર પામેલો કહેવાશે (**तन्**-ખેંચવું **तत इति तातः** ખેંચાયલો) પુરૂષજ સ્વપત્નીને ઉદરે ફરી જન્મી પુત્ર બન્યો, કારણ પત્ની જાયા ત્યારે કહેવાઇ જય રે પત્નીનેજ પેટે પતિ ફરી બાલકરૂપે ઉત્પન્ન થયો **जायायास्तध्धि जायात्वम् यदस्यां जायते पुनर्** । પિતા તો **तात** ખેંચાયલો અને વિસ્તાર પામેલો: નવો પિણ્ડ તે **संतति** (**तन्**–ખેચવું) પિતાના અસલ શરીરનો નાશપામે તો પણ આ નવો

પિન્ડ વૃદ્ધિ પામી ફરી પિતાને જીવન્તજ રાખી મુકશે. આ રીતે સંતતિ એ મૃત્યુના મુખમાંથી ઝૂંટવી લીધેલી અમરતા. જેણે **जातस्य हि ध्रुवो मृत्युः** એ વિશ્વ નિયમ ગાયો તેણે મૃત્યુની શક્તિ નથી ગાઇ પણ **ध्रुवं जन्म मृतस्य** એમ ઉમેરી મૃત્યુની સર્વ શક્તિમન્તાના આભાસમાંથી સત્ય નીપજાવી મૃત્યુની નિષ્ફલતા સંપાદન કરતી સંતતિની સ્તુતિગાથા ગાઇ છે.

વિશ્વના મંડાણે જ્યારે મૃત્યુ ઉત્પન્ન કરી માનવતાનો – વસ્તુ માત્રનો અન્ત સાંધ્યો ત્યારે વિશ્વના સ્રષ્ટાએ પ્રજોત્પત્તિનો ધર્મ ઉપજાવી માનવતાનો અન્ત અસાધ્ય બનાવી દીધો. પ્રજોત્પત્તિનું કાર્ય આથી અમરતાનું સાધન બન્યું. મનુષ્યના હાડમાંસ રૂધિરાદિમાં ઉત્તરોત્તર ક્ષય પામવાનો ધર્મ કલ્પી લયપ્રભુએ માનવદેહનો નાશ સાધ્યો ત્યારે તેજ હાડમાંસ રૂધિરના આવેશ રૂપે જીન્સ (Sex) પ્રકટાવી સર્ગપ્રભુએ માનવદેહની અવિનાશિતા કલ્પી.

પ્રજોત્પત્તિના કાર્યને નિંદ્ય ગણનાર, અપ્રવચનીય ગણનાર, જીન્સને હવસ માનનાર, લગ્નને માનવદેહની પશુતાના નિયમન માટે યોજેલી એક જરૂરી છતા અપ્રશસ્ત સગવડ ( Necessary evil) માનનાર દરેક મૂઢદર્શી, ખરેખર તો અમરતાનો પ્રતિપક્ષી અને મૃત્યુનો સાથીજ છે. જીન્સ ત્યારે લુપ્ત થાય જ્યારે મૃત્યુ પોતેજ નષ્ટ થઇ જાય. મૃત્યુ જ્યારે મોજુદ હશે અને જીન્સ નષ્ટ બનશે ત્યારે ત્ર્યમ્બકેશ્વરનું ત્રીજુ લોચન ઉઘડશે અને સૃષ્ટિમાં પ્રલયધમસાણ ફરી વળશે. અને ત્યારે યુગયુગે અમર રહેલી માનવતા ફરી ઉત્પન્ન ન થતાં મૃત્યુ પામશે. જીન્સની પુજા અને આદર આ પ્રલયકાળને ઠેલનાર મહાસાધન છે. જીન્સની વિડમ્બના અને અનાદર એ આ પ્રલયના સ્વાગત સમારમ્ભ યોજનાર અનિષ્ટ મનોદશા છે. માટે તો મહર્ષિઓએ ગાયું કે:

तस्योवेदिरुपस्थो लोमानिबर्हिश्चर्म्माधिषवणे
समिद्धो मध्यतस्तौमुष्को स यावान्

**इ वै वाजपेयेन यजमानस्य लोको
भवति तावानस्य लोको भवति ।**

જે જે સંપ્રદાયોમાં પુનર્જન્મનો સિદ્ધાન્ત સ્વીકારાયો છે. તેને સંપ્રદાયમાં પ્રજોત્પત્તિના કાર્ય અને જીન્સ ને ધર્મ્ય મનાવવામાં આવ્યો છે. જે સંપ્રદાયમાં એકજ યોનિમાં માનવતાને સમાપ્ત થઇ ગણાય છે, તેને સંપ્રદાયમા જીન્સને હવસ માનવામાં આવે છે, પ્રજોત્પાદન કાર્યને મનુષ્યની નિર્બળતાયે ઉપપન્ન બનેલું પાપ ઠરાવ-વામાં આવ્યું છે અને એ નિર્બળતાયે દોરાઇને આવા આદમે જ્યારે પ્રજોત્પત્તિનો આરંભ કર્યો ત્યારે જીન્સ ફ્લને ન ચાખવાની આજ્ઞાના ભગ માટે યહુદી ખ્રીસ્તી પ્રભુએ મનુષ્ય માટે સ્વર્ગના દરવાજા બંધ કરી દીધા. સ્રીને નર્કનું દ્વાર ઠેરવનાર સંન્યાસીઓ આ પ્રમાણે આર્ષ નહિ પણ અનાર્ષદૃષ્ટ સંપ્રદાયને પોષે છે એ દેખીતું છે–કારણ જ્યારે અનાર્ષ દર્શનમાં પ્રજોત્પત્તિ સ્વર્ગદ્વાર ઉપર સાંકળ ચડાવવા બરોબર છે ત્યારે આર્ષદર્શનમાં પ્રજોત્પત્તિ વિના સ્વર્ગ દ્વારની સાંકળ ઉઘાડવી મુશ્કેલ મનાય છ· સ્રીના સંસર્ગથી જ્યારે અનાર્ષ દર્શનો માનવતાનું પતન દાખવે છે ત્યારે આર્ષદર્શનમાં સર્વ તન્ત્ર સ્વતન્ત્ર સ્વયમ્ પ્રભુ પણ સ્રીના ઉદરેજ જન્મ લઇ ધર્મો-ત્થાન માટે અવતાર લેછે. અનાર્ષ મતે જ્યારે સ્રી પાપનું, નર્કનુ, મૃત્યુનું દ્વાર છે, ત્યારે આર્ષમતે સ્રી ધર્મનું, સ્વર્ગનું અમરતાનુ દ્વારછે. આર્ષમતવાદીના આજના વંશનો જેવો પ્રજોત્પત્તિના કાર્ય-માંહે જીન્સમા અપ્રવચનીયતા કે ગર્હતા અરોપે છે તેઓ વસ્તુતઃ આર્યસમ્પ્રદાયના ત્યાજ્યોજ છે – અને આજના અનાર્ષ જેવા પણ નામધારી આર્યસંસારમાં સ્રીની જે અવગણના થાય તે કેવળ આર્ષદર્શનનો અભાવજ દેખાડે છે. કારણ સ્રી જો સંતતિની. માતા હોય પ્રજન કાર્યની અધિદેવતા હોઇ તે માટેજ **सृष्ट** હોઇ, **प्रज – नार्थं स्त्रियः सृष्टाः** અમરતાની પ્રત્યક્ષ સામગ્રિ છે. સ્રીનો અનાદર એ અમરતાનો અનાદર છે. જીવનશક્તિનો Life force નો અનાદર છે: સ્રીની અવગણના એ કેવળ મૃત્યુનો સત્કાર છે.

જરત્કારૂની પ્રાચીન કથા છે. જરત્કારૂએ પ્રજોત્પત્તિના કાર્યને અનાવશ્યક માન્યું. અપ્રશસ્ય નિંદ્ય કે અધર્મ નહિ માત્ર અનાવશ્યકજ માન્યું અને અમરતાના પન્થે વિલસતી સૃષ્ટમાં મૃત્યુનો સત્કાર કરતો તે ભમવા મંડયો. કોઇ વેરાન અરણ્યના એક અંધ કૂવામાં નજર કરતાં તેણે પોતાનો પિતૃવર્ગ અધોમસ્તકે નર્કયાતના ભોગવતો દીઠો, તેના મિથ્યાવાદના પરિણામ તેણે પ્રત્યક્ષ જોયાં. વંશની અમરતા નષ્ટ કરવાનો તેનો નિશ્ચય કેટલો ભૂલભર્યો હતો એ જોઇ તેણે પિતૃમંડળને ફરી સ્વર્ગનાં દ્વાર ઉઘડવા અમરતાની અધિદેવતા જેવી સ્ત્રીને સ્વીકારી. સ્ત્રીની જીવનશકિતરૂપતાનો અમર કર્યો કે **तस्मादयमाकाशः स्त्रिया पूर्यते** પુરૂષના આ મરણ નિર્વંશથી નાશ પામતી નથી પણ લોકસંગ્રહને ધર્મ બનાવનાર ઉપર જીવનની પવિત્રતા, ધર્મર્તાં સ્વદ્રષ્ટાને લોકાદરણીય ઠરાવવાની ફરજ પડે છે-કારણ **यद्‌यदाचरते श्रेष्ठस्ततदेवेतरो जनः**

સંતતિદ્વારા અમરતાનો પન્થ માનવના કદી ન ત્યજે એ ધર્મનું પૂર્ણ પાલન કરાવવાની શકિત સ્ત્રીમાં મુકવામા આવી છે. કોઇપણ વિશ્વામિત્રો જ્યારે મિશ્ર મનોરથોને વશ બની જીવનશકિત મેનકારૂપ ધરી તેને ફરી અમરતાને પન્થે ચઢાવે છે. અગરજો કોઇ માનવી એ પન્થે નજ ચઢી શકે તો તેને જીવન શકિત યોગ્યશાસન અર્પે છે. જીવનશકિત કોઇની પણ સગવડ વિચારવા ઉભી નથી રહેતી વેદદ્રષ્ટા અગત્સ્ય જયારે સ્વાધ્યવિના વ્યસનમાં જીવનશકિતની દેવતા લોપામુદ્રાનું પૂજન કરવા નિયમિત પ્રસંગે ભૂલવા લાગ્યા ત્યારે ત્યારે તે દેવતાએ તેના વિના પણ જીવન પ્રવાહ સંતાનોત્પત્તિ દ્વારા અસ્ખલિત રાખવાનો પોતાનો ધર્મ બજાવ્યો ઓઇતિહાસ વેદના ગંભીર શબ્દોએ માનવતાના બોધ માટે નોંધ્યો. અંબા અને અંબાલિકા જે સંતતિપ્રવાહના સાધનરૂપે ઈક્ષ્વાકુ વંશમાં આવી તેનો પતિનાશે ધર્મભંગ ન થવા દેતાં સત્યવતી એ વ્યાસપારાપણ જીવનશકિતનાં પુજન કરાવી અમરતા કાયમ રાખી જ્યાં જીવન અને અમરતા એ સાધ્ય અને ધ્યેય છે ત્યાં વિધિનિષેધની વ્યાખ્યાઓ જુદીજ રચવા માંડે છે.

# અમારી ઇનામી યોજના. રૂા. ૧૨ અને ૮.

નાગરિકના આજ સુધી બ્હાર પડેલ આઠે અંકોમાં સહુથી સરસ લાગ્યા હોય તે ત્રણ લેખનાં નામ નીચે સમજાવ્યા પ્રમાણે લખી મોકલનારને, નીચેની શરતે ઇનામો અપાશે.

(૧) દરેક લેખને જેટલા મત મળશે તેનો સરવાળો કરી, જે લેખને સહુથી વધારે મત મળ્યા હશે તે લેખો, પ્હેલો બીજો અને ત્રીજો એમ અનુક્રમે લેખાશે.

(૨) આ અનુક્રમ પ્રમાણેજ જેના જવાબ હશે તેને બાર અને અનુક્રમ વિના પણ ત્રણ સાચાં નામ લખનારને રૂા. આઠનું ઇનામ મળશે. લેખનું અને લેખકનું નામ તથા અંક નંબર જણાવવા ભલામણ છે.

(૩) આમાં નાગરિકનો કોઇ પણ વાંચક ગ્રાહક હોય કે ન હોય તો પણ ભાગ લઇ શકશે.

(૪) ઓછામા ઓછા, અનુક્રમે બે સાચાં નામ મોકલનારને નાગરિક વિના મુલ્યે એક વર્ષ માટે મળશે.

(૫) આ હરિફાઇમાં જોડાનારે. પોતાના જવાબ નીચેની કૂપન ઉપર, મોડામાં મોડા સં. ૧૯૮૪ના મહા વદ. ૦)) સુધી મોકલવા. જવાબો કૂપન પરજ હોવા જોઇએ.

(૬) એકજ ધણી એક કરતા વધારે જવાબો મોકલી શકશે. પણ દરેક જવાબ કૂપન ઉપર લખેલો હોવો જોઇએ.

(૭) નાગરિકના તંત્રીમંડળના કોઇપણ સભાસદ આમાં ભાગ લઇ શકશે નહિં.

(૮) જવાબ લખનારે પરબીડિયાંમાંકુપન બીડી, ઉપર "ઇનામી યોજના" એમ લખી, મુકરર તારીખ પ્હેલાં એ પોસ્ટ કર્યું હોવું જોઇએ.

(૯) નિર્ણય માટે, તંત્રીમંડળનો ફેંસલો છેવટનો ગણાશે.

---

## કૂપન.

મહેરબાન તંત્રી.

નાગરિક, સિવિલ હોસ્પીટલ સામે, પ્રીન્સેસ સ્ટ્રીટ, કરાચી.

મ્હારા મત પ્રમાણે, નાગરિકના છેલ્લા આઠે અંકોમાં નીચે જણાવેલા લેખો અનુક્રમે સહુથી સરસ છે

૧. ______________ પુ. ______ અં. ______

૨. ______________ પુ. ______ અં. ______

૩. ______________ પુ. ______ અં. ______

સહી. ______________

ઠેકાણું ______________

લાભશંકર લક્ષ્મીદાસ.

## માબાપોને.

**લાખો છોકરીઓ જીવતે જીવત નરકની પીડા સહન કરે છે!**

નાની ઉમરે પરણાવીને સાસરે મોકલેલી ઘણી છોકરીઓ તેમનો વર અથવા સાસરીયાના જુલમથી ત્રાસ પામીને આપઘાત કરે છે, અથવા તો તેમનાં ખુન કરવામાં આવે છે, તે બાબતના સમાચારો વખતે વખતે વર્તમાન પત્રોમાં છપાય છે. દાખલા તરીકે–

૧. મુરખો બાપ !–હતભાગી છોકરીનો આપઘાત !

આશરે ૭ વરસની ઉમરની એક છોકરીને પરણાવીને સાસરે મોકલવામાં આવી હતી. ત્યાં ત્રાસ પામવાથી તે છોકરી વખતે પોતાના બાપના ઘેર પાછી જતી હતી. તેણીને દરેક વખત પાછી સાસરે મોકલવામાં આવતી હતી.

છેવટે જયારે તેણીની ઉમર અગીઆર વરસની હતી ત્યારે તેણીના બાપે તેણીને પાછી સાસરે મોકલવાની હઠ લીધી. તેથી નિરાશ થઇને તે બીચારી છોકરીએ એક કુવામાં પડીને આપઘાત કર્યો !–ટાઈમ્સ ઓફ ઇંડીયા, તા. ૨૪–૬–૧૯૨૭.

૨. હતભાગી છોકરીનું ખુન !– ખુની વરને દસ વરસની સખત કેદની સજા !

આશરે આઠ વરસની ઉમરની એક છોકરીને પરણાવીને સાસરે મોકલવામાં આવી હતી. ત્યાં તેણીના વરના જુલમથી ત્રાસ પામીને તેણી પોતાના બાપને ત્યાં ગઇ હતી. તેણીની ઉમર આશરે અગીઆર વરસની હતી ત્યારે તેણીનો સસરો તેણીને તેડવા ગયો, અને પોતાનો

દીકરો તેણીને હેરાન કરશે નહિ એવું વચન તેણે આપ્યું તેથી તેણીને પાછી સાસરે મોકલવામાં આવી.

નિર્દય વરે તેણીને હેરાન કરવા માંડી, તેણીએ વાંધો લીધો, ભુખી રહેવા લાગી, વરની નિર્દયતા માટે તેના બાપ તથા તેના મિત્રોએ તેને સખત ઠપકો આપ્યો. તેથી ગુસ્સે થઇને તેણે તે હતભાગી છોકરીના માથા ઉપર એક પાવડો માર્યો, તેથી તે બીચારી મરી ગઇ

તે ખુની વરને દસ વરસની સખત કેદની સજા કરવામાં આવી –ટાઇમ્સ ઑફ ઇંડીયા, તા. ૨૦–૮–૧૯૨૭.

વાંચનાર, કોઇને પણ ઠપકો અથવા ઉપદેશ આપો ત્યારે મીઠી ભાષા વાપરજો. કડવી ભાષા વાપરવાથી ઉપર પ્રમાણે મહા પાપ થાય છે.

૩. હત ભાગી છોકરીનું ખુન !– ખુની વરને ફાંસીની સજા.

દશ વરસની ઉમરની એક પરણેલી છોકરીને બોલાવવા માટે તેણીનો વર ગયો. દીવાળીના તહેવાર પછી તેણીને મોકલવામાં આવશે એમ તેણીની માએ જવાબ દીધો. તેથી ગુસ્સે થઇને તે વરે તે હતભાગી છોકરીને પાણીમાં ડુબાડીને મારી નાંખી.

તે ખુની વરને ફાંસીની સજા થઇ હતી.– **ટાઇમ્સ ઑફ ઈંડીયા.** તા. ૧૮–૨–૧૯૨૭.

૪. હતભાગી કડીઆ છોકરીઓ.

"કચ્છના કડીયા—મીસ્ત્રી જ્ઞાતિના આગેવાનોએ, એકઠા મળી વરની સંમતિવય ૧૦ (દશ) વરસની ઠરાવી. વરની દશ એટલે તો કન્યાને ચાર—પાંચ વરસેજ પત્નીપદનો લ્હાવો મળશે. "—ગાંડીવ, તા. ૧૨–૧૨–૧૯૨૬.

૫. એક ચેતવણી !

છોકરીઓનાં શરીર માતા થવા માટે પંદર વરસની ઉમર સુધી લાયક થતાં નથી. અને તેથી નાની ઉમરે પરણાવેલી છોકરીઓનું મરણપ્રમાણ વધી જાય છે. (ન્યુ ઇંડીયા, તા.૧–૪–૧૯૨૫).

" The sharp uprise of the death curve in the case of married girls from 15 years of age."
NEW INDIA, Appril 1. 1925.

૬. લગ્ન પછી છોકરી સાસરીયાંની ગુલામડી બને છે !

લગ્ન પછી છોકરી સાસરીયાંની ગુલામડી બને છે. નાની ઉમરે પરણાવેલી છોકરીઓને તહેવાર વગેરેને બહાને થોડી મુદત માટે સાસરે મોકલવાની તેમના વર અથવા સાસરીયા માગણી કરે છે. તે માગણી સ્વીકારવાથી, તેમજ નહીં સ્વીકારવાથી કમભાગી છોકરીઓ જીવને જીવત નરકેની પીડા સહન કરે છે.

માટે પોતાની દીકરીઓને પંદર વરસની ઉમર પછી પરણાવવાનો વિચારવંત માબાપો ઠરાવ કરે એવી મારી પ્રાર્થના છે.

૭. પરમાર્થી આત્માઓને અપીલ.

બાળક સ્ત્રીઓનાં ખુન, આપઘાત, સખત માર, નાક કાપવું વગેરે ભયંકર ગુનાહોનાં સમાચારો વખતે વખતે વર્તમાન પત્રોમાં છપાય છે. તેવા સમાચારો તારીખવાર કાપી લઇને એક નોટ બુકમાં ચોંટાડવાની, તથા તેવા મહાપાપ સામે પ્રજામત કેળવવાની પરમાર્થી આત્માઓ મહેરબાની કરે, અને તેથી તેઓ લાખો છોકરીઓના આશીર્વાદ મેળવે એવી મારી પ્રાર્થના છે.

यत्र नार्यस्तु पूज्यन्ते रमंते तत्र देवताः ॥

ઘઉં વાવશો તો ઘઉં પામશો.
પથ્થર વાવશો તો પથ્થર પામશો.
કોઇ પણ જીવના આશીર્વાદ લેશો તો સુખ અને સ્વર્ગ પામશો,
કોઇ પણ જીવના શ્રાપ લેશો તો દુખ અને નર્ક પામશો.

## હિંદુ કોમ ઉપર વહુઓના શ્રાપ.

હિંદુ કોમ ઉપર દરરોજ લાખો વહુઓના શ્રાપ વરસે છે તેનો ખ્યાલ આપનાર ચોંકાવનાર સમાચારો વખતોવખત વર્તમાન–પત્રોમાં પ્રસિદ્ધ થાય છે. દાખલા તરીકે તા. ૬–૫–૧૯૨૭ ના સાંજ વર્તમાનમાં એક હિંદુની નિર્દયતા સબંધી રીપોર્ટ છપાયો હતો તેના મથાળાના શબ્દો નીચે પ્રમાણે હતા.

" પરણેતરને મારી નાંખવાની કોશેશ—ધણી સામે ગંભીર આરોપ—મોઢામાં ડુચો—બાંધેલા હાથ પગ—ગળામાં ફાંસો—બેડી—પોલી લાકડીનો માર—કમનસીબ સ્ત્રી બેભાન—પરિણામે ગુમાવેલું આખતું અમુલ્ય રત્ન."

સદરહુ હતભાગી બાઇને ત્રણ મહીના સુધી હોસ્પીટલમાં રહેવું પડ્યું હતું.

૨. હજારો આપઘાતો !

હજારો હતભાગી હિંદુ વહુઓ આપઘાત કરે છે, અને તેવા આપઘાતોના સમાચાર વખતે વખતે વર્તમાનપત્રોમાં છપાય છે. દાખલા તરીકે—

તા० ૬—૪—૨૭ ના **હિતેચ્છુ**માં જણાવ્યા પ્રમાણે આશરે ચૌદ વરસની એક ખાનદાન વણિક કુટુંબની દીકરીને તેણીની સાસુ તથા તેણીના વરે એટલું બધું દુ:ખ દીધું કે તેથી કંટાળીને તે બીચારી છોકરી પોતાનાં કપડાં ઉપર ઘાસલેટ તેલ છાંટીને બળી મુઇ !

૩. વહુનું ખુન ! —વરને જન્મદેશનીકાલની, સજા ! —સસરાનો આપઘાત !

સ્ત્રી તરફ રોજીંદી નિર્દયતાને પરિણામે કોઇ વખત પુરૂષો ઓચીંતા ગુસ્સાના ગુલામ બની જઇને તે બીચારીઓને મારી નાંખે છે અને તેવી રીતે હજારો વહુઓનાં ખુનો થાય છે, અને તેવા ખુની વરોને ફાંસીની, અથવા તો જન્મદેશનીકાલની, અથવા તો લાંબી મુદતની કેદની સજા થાય છે.

આ બાબતમાં "પરણેલા યુવકો, ચેતશો ! — સાસુઓ, સસરાઓ, ચેતશો !" એવા મથાળા નીચે મારો પત્ર તાર—૨—૨—૨૭ ના સાંજવર્તમાનમાં છપાયો હતો. તેમાં જણાવ્યા પ્રમાણે—

—મુંબઇમાં એક શ્રીમંત હીંદુ છોકરો પોતાની બાળક સ્ત્રીને પોતાની ગુલામડી સમજતો હતો. એક વખત તે છોકરીની મા બીમાર પડી, અને તેણીની સારવાર કરવાને તે છોકરી મુંબઇમાં રહેવા ઇચ્છતી હતી. પણ તેણીના વરે તેણીને પોતાની સાથે બહાર—

ગામ જવા કહ્યું. છોકરીએ તેમ કરવાની ના પાડી. તેથી ગુસ્સે થઇને તે છોકરાએ પોતાની બીમાર સાસુની હાજરીમાં પોતાની સ્ત્રીને છરી મારી. તેને પરિણામે તે બીચારી મરી ગઇ! તેને પરિણામે તે ખુની છોકરાને જન્મદેશનિકાલની સજા થઇ. અને તેથી ખેદ પામીને તે છોકરાના શ્રીમંત બાપે અફીણ ખાઇને આપઘાત કર્યો !

હીંદુ ધર્મમાં સ્ત્રીની પૂજા કરવાનું, એટલે કે તેણી તરફ માન અને માયાથી વર્તવાનું ચોકખું ફરમાન છે. તે યાદ રાખીને પોતાની વહુ ઘેર આવી ત્યારથી તેણીની સાથે માયાથી વર્તવાની જો તે બાપે પોતાના દીકરાને ફરજ પાડી હોત—બોધ આપ્યો હોત, તો તેને પરિણામે તેઓ ત્રણે ઘણાં સુખી થાત. પણ તે ફરજ બજાવવામાં તે બાપ બેદરકાર રહ્યો તેને પરિણામે છેવટે વહુનું ખૂન થયું, દીકરો જન્મદેશનિકાલની સજા પામ્યો, અને બાપે આપઘાત કર્યો !

સ્ત્રી સંબંધી ભયંકર ગુનાહોના સમાચારો વખતો વખત વર્તમાનપત્રોમાં છપાય છે. માટે વિચારવંત પરણેલા યુવકો પોતાની સ્ત્રી તરફ પ્રથમથીજ માન તથા માયાથી વર્તવાનો ઠરાવ કરે,—વિચારવંત સાસુઓ તથા સસરાઓ પણ વહુ તરફ માયાથી વર્તે, અને પોતાના દીકરાને પણ તે બાબત હંમેશાં બોધ આપે. અને તેને પરિણામે તેઓ સર્વે ઘણાં સુખી થાય એવી મારી પ્રાર્થના છે. વાંચનાર, હીંદુ કોમને લાખો વહુઓના રોજીંદા શ્રાપથી બચાવવાનો કાંઇ પણ પ્રયાસ કરવાની આપ મહેરબાની કરો, અને તેથી લાખો છોકરીયોના આપ આશીર્વાદ મેળવો એવી મારી પ્રાર્થના છે

(૧) ઘઉં વાવશો તો ઘઉં પામશો.
(૨) પથર વાવશો તો પથર પામશો.
(૩) આશીર્વાદ વાવશો, તો સુખ અને સ્વર્ગ પામશો.
(૪) શ્રાપ વાવશો તો દુઃખ અને નરક પામશો.

નાની "ધર્મ શબ્દ સેવા બજાવી રહ્યો છે. એ શબ્દ અતિવિસ્તૃત છે અને તેનો Properties ( ગુણ ) અર્થ ન લેતાં નૈસર્ગિક અર્થ Duties "ફરજ" લેવાય તો નરનારીધર્મવિવર્તનવાદ "અનાડી પ્રયોગ" ના લાગે.

સ્ત્રીને "perfect Human" સંપૂર્ણ મનુષ્ય કહેવી અને પુરૂષને વાનર યુગથી છેટા જવાની ક્રિયા કરી રહેલાં ઈશ્વરના "Apprentice Hand" (અણઘડ હાથ) થી ઘડાયલાં પુતળાં માનવાં એ ફીલસુફી કંઇ મ્હારા મગજમાં ઉતરતી નથી. બુઠું યે હોય. ના નથી કહેતો. પરમેશ્વર પ્રારમ્ભમાં Apprentice અલ્હડ હોય, પછી વળી Trial and Error Method થી લાંબી પ્રેક્ટીસે ઘણો વખત માટી ખુંદે એટલે મારાં બગડેલાં બનાવેલો થાય, "સંપૂર્ણ મનુષ્ય" હાયપીટ કરી રડે અને ત્રાગાં કરીને જગતને જીવતુ નરક મનાવી મુકે. "આ લાવો પેલુ એ લાવો" ની હાય વોય કરી ઉઠે, એ બધુ એકાદ ડીમેલોને ગળે ઝટ ઉતરી જાય. આ પણ એક મહા દુર્દૈવ છે કે નૂતન ફીલોસોફી પારંગત રત્નોયે જંગલી પ્રજા જોડે હૈયાનો તથા મગજનો લોહી ઉકાળો કરવાનો છે. અરે ભલા ભગવાન !. આમ્રુમ આમ્રફલ બીજે વૃષ્ટિવિનાના મરૂપ્રદેશની નીરસ ભૂમિયા રોપાતા હશે ?

"સંતાનોત્પત્તિ, સંતાનઉછેર સ્ત્રીઓના નજીવા શ્રમ" નથી જ અને તેજ પાકી સમજનું વામમાર્ગીને ઇન્જેક્ષન આપવાનો આશય છે. પ્રજાની ઉન્નતિ અથવા અવનતિ સ્ત્રીજાતિને હસ્તક છે માટે તો તેમની પ્રાર્થના કરી રહ્યા છીયે કે "માજી સાહેબ કાળી સ્વરૂપ શમાવશો; નીકર પૃથ્વી તથા પ્રજા રસાતળ થઇ જશે."

"સ્ત્રીનું પોષણ કરવું એ પુરૂષનો ધર્મ છે" એ સરળ વાકયનો અર્થ "પુરૂષ પોષક હોવાની મગરૂરી લે છે" "ખવરાવીને કહી બતાવે છે" એવો કરવામાં ઘણો શ્રમ પડયો હશે.

"ખેતી વાડીમાં હળના બે બળદની મદદમાં સ્ત્રી ત્રીજા બળદની ગરજ સારેછે." "શબ્દપટુતા" ને આ કલ્પનાની છાંટ

ગુલાંટ મારી દે એવા છે. મ્હેં તો બે બળદ ભેગો રણ તડકામાં પરસેવે ન્હવાઇ ગયેલો અને અકળાઇ ગયેલો પુરૂષ બળદ જોયો છે. નાખ્યા ન પહોંચે ત્યારેજ સ્ત્રીને મજુરી કરાવમાં આવે છે અને તેયે હલકી મજુરી હોય છે. પુરૂષો ખોદકામ કરે ત્યારે સ્ત્રીઓ માટી દુર નાંખી આવે. પુરૂષો પાલખપર ચડીને ચણતર ચણે ત્યારે સ્ત્રી ચુના ઈંટોનાં તગારાં લાવે. પુરૂષ સ્પ્રીંગકોચ ચાલીમાંથી ઘરમાં લાવીને ઉપર ગાદી નાંખે ત્યારે સ્ત્રી કરચલી ના રહે એવી રીતે ચાદર પાથરે. પુરૂષ બે માઇલ જઇને ખોલ્ટન માર્કીટમાંથી બશેર ભીંડા લઇ આવે ત્યારે બાઇ સાહેબ બેઠાં બેઠાં શાક સમારે.( તેયે તસ્તી લેવાની ઇચ્છા જરા ઓછી હોય તો નોકરને અડધો અડધ રસ્તાપર ફેંકી દે અને કુણા માખણ જેવા હોય ત્હોયે " આવા ઘરડા ભીંડા શું લાવ્યા ? " કરીને પુરૂષને ગલ્લાં તલ્લાં વિચારે. એ કળા તો વળી ઓરજ છે. ) બૈરીનો મજુરી રોજ ઓછો આજ કારણે હોય છે. ત્રણ બૈરી મજુરીપર બે મજુર તો ટીટીવારો કરવાને રાખવા પડે. અનાદિ કાલથી ચાલતી આવેલી " સ્ત્રીને મહાશ્રમ ન જ અપાય " એ માન્યતાનું મૂલચ્છેદન કરીને સ્ત્રીઓ લ્હાણ કહાડે એમ નથી.

" મજુરવર્ગ તો ક્યારનોયે એ દંભ છોડીને બેઠો છે " મજુરવર્ગે દંભ રાખ્યો હતો અને હવે છોડી દીધો એવું કશું મ્હને લાગતું નથી. મજુરવર્ગ અશિક્ષિત એટલે સ્ત્રીકાર્યમહત્તાની કલ્પના ઓછી અને તે ઉપરાંત નિરૂપાયપણું. આત્માનો વિકાસ ઓછો એટલે એક-લપેટી વૃત્તિયે થોડીઘણી ખરી. મજુરવર્ગ ચઢતી કળાએ મધ્યમ વર્ગમાં આવે છે ત્યારેતો ખાસ્સો 'મીશીશને શોકરોનો' શોખ ભોગવાવે છે.

મધ્યમવર્ગ જોડાયો નથી તેનું કારણ એ છે કે થોડુ ઉજળુ એટલું દૂધ દેખી હણહણી રહેલી શીરાવની મધ્યમવર્ગની સ્ત્રીઓ પાકી પીર છે. ચર્ચાપત્રમાં લખ્યા પ્રમાણે " મજુર પુરૂષ બેધડક સ્ત્રીની રોજીમાંથી રોટલા મેળવવા શૂરો થઇ પડયો છે " એ પરિણામ તેઓ સારીપેઠે સમજે છે. આજનો દારિદ્ર્ય મુખમાં સપડાયલો પુરૂષ તો ઘણીએ લલચાવવા જાય છે કે " એક સીંગર મશીન આણી-

આપું. શીલાઇ બચે તે તમારી. ” પણ મચક આપે છે કયા ? એ નથી હૈયાપુટી. તેઓને સારીપેઠે ખાત્રી છે કે અત્યારની દારિદ્રયાવસ્થામાં પુરૂષ તો પોષણધર્મ માથાપરથી ફેંકી દેવા એકે પગે તૈયાર થઇ રહ્યો છે. જો આપણે એમના ફોસલાવવા પટાવવાથી, ગેર સમજથી, અયુક્ત વૈભવલાલસાથી, ગાડરીયા પ્રવાહમાં તણાવાથી, સ્ત્રીવર્ગોધ્ધારક તરીકેની કીર્તિતૃષ્ણાથી કે કુત્રામાજ છુટયે હવાડામાં ન આવ્યાના અણસંતોષથી એકવાર હકક ઉઠાવી લઇશું તો આપણીયે રામલીટી હલી અને જડી દુધારણ જેવી વલે થવા છે. બકરી કાઢતાં ઉંટ પેંસી ન જાય તે સામે અગમચેતી સ્નેજ રાખી રહી છે. બીજું પણ એક કારણ એ છે કે મજુર સ્ત્રીવર્ગ અને મધ્યમ સ્ત્રીવર્ગને એક ચક-ડોળના પારણામાં બેસાડાય એમ નથી. ગંગલી અને સાંકુડી રસ્તે ચાલતી ચાલતી જણી શકે અને છોકરાંને ટોપલામાં ઘાલીને ઘેર ચાલ-તા થાય. આપણાં અ. સૌ. પુષ્પાવતીબ્હેન અથવા ઘણાં આગળ વધેલાં પ્રણયપ્રભુપદને પામેલાં સદા સૌભાગ્યવતી વિલસુબ્હેનથી તો એ સ્થિ-તિમાં કાચો પાપડે ભંગાય નહિં.

કોઇના ઉપર મન પ્રીત થઇ ગયું તો પુનર્લગ્ન કરી પડીયે, કોઇ જાળમાં સપડાયો નહીંતો તમારાપર અમારા પોષણ તથા રક્ષ-ણની જવાબદારી છેજ. અમારી મોજમાં આવે તો ધરડાંને દેશમાં ધકેલાવી દઇ, છોકરાં આયાને સોંપી દઇ, ઘર વસ્ત્રલોચન કરવાનો લાગ જોવા પુરતા ટકા રહેલા નોકરને સોંપી દઇ, પુરૂષને ન ગણકારી નોકરી કરવા નીકળી પડીયે, અને મગજમાં ના ઉતર્યું તો ફર્સ્ટ ક્લાસ બી. એ. પાસ થયા છતાં અને કુટુમ્બની ગરીબી હોવા છતાં. હેડમીસ્ટ્રે-સની મલતી નોકરીને લાત મારીયે; અને “પરણ્યાં તેને પાળવાં અને જણ્યાં તેને જીવાડવાં એમાં કોને ન્યાલ કરો છો ! ” એમ કહીને દબડાવીયે એ નીતિ કયાં લગી નભવાની ? (માશી માશીની દીકરીઓ ની જોડે ચર્ચા કરવાની બીનસુકાની સફરમાં મ્હને લ્હેર આવેછે)

સૃષ્ટિના પાલકે ખરી ખેખ કયાં મારી છે તે સમજવાની જરૂર છે. એક બીજાથી છુટીને કયાં જવાય એવું છે ? શીવાય કે ધર્મ

નીતિવિહીન પણ બની જાયે તો ? એક બીજાના સુખનો આધાર એક બીજાપર રહ્યો ત્યાં જેટલું વાંકુ થયું એટલું છુટીપડવા ખાતે. સો ઘંટીના પછી એક ઘંટાનો થાય એટલે પાછું હતું એનું એ. એકંદરે બન્ને પક્ષ સાંભળતા નીચેની સુચન થાય છે.

(૧) જગતને, ખીલેથી છોડી મુકેલાનું, કોઇ કોઇના કબજામા નહીં, જેના દાવમાં જેમ ફાવે તેમ લાત મારે, જેમાં સ્ત્રી તથા પુરૂષનો વ્યવહારિક ભેદ હોય નહીં, એક બીજા પ્રત્યે કાંઇ અધિકાર અથવા ધર્મ જેવું હોવજ નહીં, એવું સંગ્રહસ્થાન બનાવવું.

(૨) સ્ત્રી પુરૂષના અધિકાર તથા ધર્મોની અદલબદલ કરવી.

(૩) સ્ત્રી પુરૂષનો સંબંધ ઉત્તમ પ્રકારનો બનાવવો તથા વખતોવખત તેનું સમર્થન કરવું. બન્નેનાં શારીરિક સંપત્તિ, માનસિક સ્વભાવ, કાર્યશકિત, મનોવૃત્તિ ઇત્યાદિનો અભ્યાસ કરી બેયને કાર્યક્ષેત્ર તથા ધર્મો નિર્ણીત કરી આપવા પુરૂષ વાંકો થાય ત્યારે પુરૂષને થાપડ મારવી તથા સ્ત્રી વાંકી થાય ત્યારે ત્હેને સીધી કરવી (સ્ત્રીને થાપડ મારવાની નહીં.)

નં. (૧)નો વિચાર આપણી બ્હેનોની પ્રપૌત્રીઓ પ્રશ્ન ઉઠાવશે ત્યારે થશે. આગળ વધેલાં સર્વેજનને મન ગંધર્વનગરી, પાછળ રહેલાં લુલાં લંગડાને મન ગંધર્વનગરી, એવી નં. ૧માં સુચવેલી નગરીમાં શારીરિક બલનોજ વિજય થવાનો. "જવાં આમ તો ન ચાલ" નીકળી ગયું અને "આવી જાઓ"નું ચેલેન્જ અપાયું ત્યાં છેવટે પશુબલ પ્રવર્તી રહેવાનું. સ્ત્રીપુરૂષયુદ્ધની આખર સ્થિતિ એજ થવાની કે એક પક્ષે સ્ત્રીઓ કહેશે કે પોત પોતાના સ્વામીને ઝાલી ઝાલીને પટો અને બીજે પક્ષે મોહ પ્રેમ તથા સહનશીલતાનાં ઝરણુ સુકાઇ ગયે પુરૂષો પણ તેવોજ નિશ્ચય કરશે. એ સ્થિતિમાં વિજય કોનો થાય એ નિર્ણય વાંચકે કરી લેવો. એમને તો એ સમયે પણ પુરૂષ વિજયમાં અપકીર્તિ તથા નામર્દપણું લાગે છે. એ અંતિમ યુધ્ધનું પરિણામ મને તો કમકમાટી ભર્યું લાગે છે. સ્ત્રી પાછી પુરૂષની મિલ્કત ગણાતી થઇ જશે, સ્ત્રીહરણ, *શ્વશુરપક્ષ યુધ્ધ. રણવિજયાન્તે સ્ત્રી

ભ્રષ્ટતા, ઇત્યાદિનું પુનર્જીવન થશે. હજારો વર્ષના મહાશ્રમે પ્રાપ્ત કરેલી સંસ્કૃતિ સ્ત્રીખંડપ્રલયમાં બુડી જશે, બળી જશે. નારી નરકનું દ્વાર, નારી પ્રત્યક્ષ રાક્ષસી એ ભયંકર સ્મશાન ઘોષથી વાતાવરણ ખાવા ધાતું થઇ પડશે, 'પાજી બગડી જશે, સ્ત્રી જાતિને મહા પશ્ચાત્તાપ થશે, એક બેને પાપે આખું વહાણ ડુબશે, સ્ત્રી તથા પુરૂષ બન્નેની તેજસ્વિતાનો નાશ થશે.

નં. (૨) ઉપસ્થિત એ રીતે થાય છે કે બાહ્ય વ્યવહાર તથા આંતર્વ્યવહાર યોગ તથા ક્ષેમ એ બે પહેલેથીજ અમુક વર્ગનું આ તથા અમુક વર્ગનું એ, એમ વ્યવસ્થિત હોવા જોઇએ. બે ફર્સ્ટક્લાસ બ્રેકેટેડ ગ્રેજ્યુએટયુગલમા ધારો કે તકરાર પડી. પુરૂષ કહેશે કે "મ્હને તો ફક્ત રૂપીયા સાઠ મળે એમ છે. તેયે મારૂં તેલ નીકળશે ત્યારેઃ અને ત્હને રૂ. ૧૫૦ સ્હેજ હસતે રમતે મળે એમ છે. વાહવાહ થશે ફોટાઓ છપાશે; કીર્તિ થશે, મ્હોટા માણસોમાં ઓળખાણ થશે. માટે તું હેડમીસ્ટ્રેસ થા અને હું ઘરવ્યવસ્થા કરીશ." સ્ત્રી કહે "કંઇ મગજ ખસી ગયું છે કે શું ? હું જ્ઞાન મેળવવાને ભણી છું કંઇ ગુલામગીરી કરવાને નહીં, જેને માથે ધણી ના હોય અને અનાથાશ્રમમાં જવું પડે એવું હોય તે એવું વૈતરૂં કરે, મારાથી નહી થાય" આમ બે હઠે ભરાયાં તો દોષ કોનો ? અને ઘરખરચના બીલના નાણાં સ્ત્રીવર્ગોદ્ધારક સોસાયટીના સેક્રેટરીયે કે કાણ પતાવવાં ? માતા પિતાને યે શી સમજ પડે કે આપણા છોકરાને છમમમ કરતા પુડા કેવી રીતે ઉતારવા એ શીખવવું કે બજાર લાવતે શીખવવું ? લખોટી ભમરડામાં ભેળવવાં કે ફેરફુદડી અને ઘરઘરમાંથી અનાવસ્થા ન થાયે એટલું સંભાળવાની આવશ્યકતા અને ભુમરાણ કરી લ્હેઠેલી સ્ત્રીઓને option (પસંદગી આપવાનું (કહો કે મ્હારા જેવા) પુરૂષ વર્ગનું ઔદાર્ય, એ બેના પરિણામેજ નરનારીધર્મવિવર્તનવાદ ઉદ્દભવ્યો છે. આના કરતાં બીજો ન્યાય શો હોઇ શકે ? એ ભાગીદાર હોય ત્યાં એક ભાગલા કરે અને બીજાને option મળે.

નં. (૩)માં વ્યવસ્થા મ્હને તો ઉત્તમ લાગે છે. નાજુક સ્ત્રી પાસે કેડમાં છોકરૂં માથે પેટી તથા બગલમાં પોટલું ઉચકાવી, જેકીટ

પર અછોડાવાળું ઘડીયાળ લટકાવી, સીગાર ફુંકતા આગળ આગળ ચાલનાર ઉલ્લુની અક્કલ ઠેકાણે લાવવી પડે તેમજ પાલવા બંદર પર ટીચાતી, ટેનીસટુર્નામેન્ટનાં ધતીંગ કરતી "મ્હારાથી તો નહીં રંધાય" કહીને બારેમાસ હોટલમાંથી ખાવાનું મગાવી આખા કુટુમ્બની આરોગ્યતાનું સત્યાનાશ કરનારીને પણ ઠેકાણે લાવવી પડે.

"પુરૂષોની પશુતાનાં પરિણામે કુટુમ્બનો અમર્યાદિત વધારો થતો" જતો નથી. સ્ત્રીને રેલ્વે સ્ટેશન પરના નિર્જીવ પ્લેટફોર્મ ટીકીટ ઓફીસ ધારી કે શું! કે એક આની અંદર નાખી ને ખાનું ખેંચ્યું કે પાધરી ટીકીટ ભભડતી ગગડતી આવી પડે! શ્રી મચ્છંદ્રનાથને મંડનમિશ્રની ધર્મપત્નીએ કરી હતી તેવી મ્હારે પણ વિનંતિ કરવી પડશે.

જરૂર "પ્રજાના શાસનમાં સ્ત્રીઓનો હીસ્સો પહેલો અને સૌથી મ્હોટો હોવો જોઇએ કારણકે અંગનાં અણુએ અણુ ખરચીને સ્ત્રી જીવન વેચે છે." આગંતુક ચાહલેખમાં આજ વિષય આવશે. લેખ તંત્રી સાહેબને પહેલેથી આપી દીધેલા હોવાથી અને તેઓ મુદ્રિત હોવાથી સુકાન બદલવાની શંકાને સ્થાન નથી. સ્ત્રીને સ્ત્રીપણું હોય ત્યાંલગી મર્દ હક્ક પ્રાપ્ત થયેલાજ છે. પુરૂષને આંગળીને ટેરવે રમાડવો એનો સ્ત્રીની જન્મસિધ્ધ કલા છે. પાંચ મીટીંગના પ્રેસીડન્ટ અથવા આઠ મીલના એજન્ટ થવામાં ચાર પુરૂષ જેવી સ્ત્રીઓ શીવાય મને આનંદ નથી. સ્ત્રી મહાકાર્યો કરવાની શક્તિની ઇચ્છા કરનારી નથી પરંતુ મહાકાર્યો કરી શકનાર પુરૂષો પાસે ધાર્યા પ્રમાણે કરાવવાની પ્રબલ તથાપિ ગુપ્ત સત્તાની તે ઉત્સુક ઉપભોગી તથા અભિમાની હોય છે. જરૂર હક્ક પ્રાપ્ત થાયજે, પણ જે કારણને લઇને હક્ક પ્રાપ્ત થાયછે તે કારણનેજ તે ગોળે ઉડાડી મુકવાની તૈયારીઓ થાય તો? છોકરાં ઉછેરવા સામેજ પોકાર ઉઠાવવાનું બંડ રચાયું હોય તો? ભસ્માસુર વરદાનથી ગર્વિષ્ટ થઇ મહાદેવનેજ બાળી નાખવા ઉત્સુક ન થાય તો? તો તે હક્ક આપોઆપ નષ્ટ થઇ જાય છે.

"સ્ત્રીઓ પુરૂષના વ્યવહારમાં પડવાને ઇચ્છતી નથી" અમે પણ એમજ ધારતા હતા. ત્યારે એમજ કહોને કે રામને રળવા નથી અને

સીતાને, કળવા નથી ! ખાવા ખુટ્યું છે. એટલે લઈ લકડી ને બૈરી પુરૂષ પાછળ ફરી વળી છે ! મનમાંથી તો જરાએ ખુશી નહીં પણ "ત્હારાથી શું થવાનું છે ! આ હું ચાલી કમાવા" એમ કહીને પુરૂષને દબાણમાં રાખશે. જેમનું ધ્યેય ઉપરોક્ત નંબર ૩ નું છે તે આવા સંયોગોમાં પુરૂષને કહેશે કે "તું માર ખાવાનેજ યોગ્ય છે. ત્હારા પુરૂષાતનમાં પુળો મુકાઈ ગયો હોય તો પહેર ચુડીયો અને આપ ત્હારી પઘડી મ્હારી બૈરીને." બીજે પક્ષે સ્ત્રીઓને પણ જણાશે કે "જે છે તે આખા રોટલામાંથી અર્ધો સંતોષે ખાઈશ અને ખાતા દઈશ તો પુરૂષમાં એ રળવાનું સામર્થ્ય આવશે." તમો પુરૂષો સામાં શીંગડાંજ માંડશો તો યુરોપીયન જાપાનીઝ તથા પારસીઓ પેઠે તમારી હરરાજી થવા માંડશે કે જેમો આપે વધારે પૈસા આપે અથવા જે બૈરી ઓછામાં ઓછા ખરચે ઘરખર્ચ ચલાવવાનો કંટ્રાક્ટ કરે તેનું લીલામ પહેલું. સ્ત્રી પુરૂષના સુખ દુઃખની સમાનભાગી સંતોષી જન્મમાથી મટી ગઈ એટલે તો દુધ દે ત્યાં લગી ઘરની નીકર પાંજરાપોળની ન મણીયાતી ગાય થઈ." સ્ત્રી પુરૂષ પરસ્પર ને ત્રિશેષ લેખે એમાં જે મઝા શાન્તિ, સુખ તથા શ્રેય છે તે સ્વાત્માર્પણ ના દુષ્કાળ તથા લાતોના સુકાળમાં નથી."

જરા તરવાર મ્યાનમાં રાખો, મરથંનિ લીધે થનથની રહેલાં તમારાં ઘોડાં જરા ખેંચી રાખો, જરા સહનશીલ થાઓ, જરા દેખાદેખી, વૈભવો વધારી દેવાનાં વિચાર કરો, તમારા પોતાના કાર્યક્ષેત્ર તરફ વળો, જીનમાં આંડો ઠેકાણો રાખીનેયે અશ્વારોહણ કર્યા વિના શું નથી ચાલતું ? એમ દીર્ઘદ્રષ્ટિ ભરો, સ્ત્રી મહત્તાનું પુનરૂસ્થાપન કરો. તથા ઉત્તમ યશસ્વી પ્રજા ઉત્પન્ન કરો કે જેથી આખી પ્રજાનું કલ્યાણ થઈ જાય. આ માર્ગે પ્રયત્નશીલ સ્ત્રીઓને પ્રારંભમાં કદાચ આત્મસુખને તિલાંજલિ દેવી પડશે દેહાંતે માતૃસુખ તો તેમનુંજ થશે તથા ભવિષ્યના સ્ત્રી વર્ગને આત્મસુખ સ્વામીસુખ તથા માતૃસુખ ત્રણેનો માર્ગ દર્શાવનારી પ્રમાતામહી થવાનું સદ્‌ભાગ્ય તેમનેજ પ્રાપ્ત થશે.

"૮૦ ટકા જેટલો વર્ગ સ્ત્રીઓનું પોષણ તથા રક્ષણ કરવા અસમર્થ નિવડયા છે." હજારો વર્ષથી કમાવાની કળાનો નિષ્ણાત પુરૂષ જે દુર્દૈવે કરીને સુવર્ણભૂમિમાં અસમર્થ નીવડયો છે તે દુર્દૈવનો પરાજય કરવો શું સ્ત્રીઓ માટે અતિ સુલભ છે? "તને મળે ત્યાં તું ચોરી ખા અને મને મળે ત્યાં હું ચોરી ખાઉં" એ નીતિ પ્રચલિત કરવા કરતાં સ્ત્રી તથા પુરૂષ બન્ને પોતપોતાની મગજશક્તિ ભેગી કરીને પ્રેમ તથા સંપથી દુર્દૈવનો વિનાશ કરવા યોગ્ય એ વિશેષ સુફલદાયક છે: દેશમાં દુકાળ પડી અને લુંટારા આવ્યા અને બારણાં ઠોકવા માંડયાં એટલે બૈરી પેટીમાંથી દાગીના કહાડી આપીને કહે "લ્યો આ લઇ જાઓ. રાંડનો પણ કુમારજીને આપી દેવાનો હતો" અને પુરૂષ કહે "રાંડ રોજ ટકટક કર્યા કરે છે. લ્યો આ ચાકુ જરા એની છાતીએ વાહતા જાઓ" આ ઠીક લાગે છે, કે બૈરીની બુધ્ધિથી છાપરાળી જમીનપર બૈરી ઘી તેલની બરણીઓ ઢસરી નાખે અને ધુડધુડ કરતુ ચાકુ અંદર પેસતાં લપસી પડે એટલે પુરૂષ સાંબેલા વડે કુટીને બધાને પુરા કરે એ ઠીક લાગે છે? જેમને આપણને કાયમની ગુલામગીરિમાં રાખવાનો નિશ્ચય તથા સ્વાર્થ હોય તેમને તો બાજુકમાં નાજુક સંબંધે જોડાયેલાં સ્ત્રીપુરૂષ વચ્ચેયે કજીઆ તથા વેર વધારનારા જેટલાં ધતીંગ જાગે તેટલાથી વિશેષ આનંદ. કે કોઇ દીવસ યશસ્વી અને ઉચગામી નાખનારી પ્રજા પાકેજ નહિ. પણ આપણું કાળજું કેમ ધરેણે મુકાઇ ગયું છે? વધતાં ઝઘડતાં વૈરભાવથી પરસ્પરને ધીક્કારનારા સ્ત્રી પુરૂષની યશસ્વી પ્રજા કોઇ કાળે કે કોઇ સ્થળે સાંભળી છે?

પુરૂષ સાડાદસથી પાંચ સુધી ઓફીસમાં વૈતરૂં કુટીઆવે તેનું નામ "માખી પેઠે બેસી આવવું" અને સાંજના પાંચથી બીજા દીવસના સાડાદસ વાગ્યા સુધી પુરૂષને આરામ ત્રિનોદ અને ઠારશાહી" ભોગવતો કહેવો એ નીતિ હાસ્યોત્પાદક છે: આપણે એક કમીશન નામીયે અને નક્કી કરીયે કે દિવસે દિવસે પુરૂષ પોતાનો ભાર સ્ત્રીપર નાંખતો આવે છે કે સ્ત્રી પુરૂષપર? હું તો નવાનવા રંગો જોતો આવું છું અને સ્ત્રીવર્ગની સિધ્ધિ જોઉં છું: "છોકરાને એની મા તેડે" એ પ્રચાર

અવલોન. તથા સ્ત્રીહૃદયરત્ન આખરે લડયા વઢયા પછી યે પુત્ર પ્રાપ્ત થયા વિના રહ્યાં નથી. આફ્રીન. મ્હને પોતાને તો બાલગંધર્વ ની કે માસ્ટર નઝીરની વીંગમાં જતે જતે લલકારેલ! તાનલહરી કરતાં વિશેષ આનંદ થઇ ગયો. આખર જીત સ્ત્રી જાતિનીજ છે. સ્ત્રી પુરૂષને રમાડી શકે છે. આ કિલોલપાડીવાનરસ્વપ્નવાદેચ્છા જગતમાંથી અદ્રશ્ય થાય એટલીજ ઇશ્વરીને તથા ગૃહલક્ષ્મીને પ્રાર્થના છે. ચર્ચાપત્રી પુરૂષ હોય તો અમે પુર્ણાનંદાવેશથી હાથ મિલાવિયે છીયે. સ્ત્રી હોય તો માનપુર્વક સ્નેહ વંદન તથા પ્રણામ કરીયે છીયે. એજ એ સૂત્ર સમાવવાને વાદલેખ યોજાયલો છે. અને એજ સૂત્રો વિશેષ વિસ્તૃત કરવામાં ચર્ચાપત્રોની સહાનુભૂતિ અમો પ્રાર્થીએ છીયે.

"સ્ત્રીઓને Insane" કહેનારને પરભાર્યો હ્યુનેટીક એસાઇલમમાં મોકલાવી દેવો પડે. પણ જે સ્ત્રીઓ સૃષ્ટિનિયમ ન સમજી, પુરૂષ આજનીજ સદીમાં સુવર્ણભુમિના મધ્યમાં રહેતાં સ્ત્રી જાતિનું પોષણ તથા રક્ષણ કરવા શા કારણથી અસમર્થ નિવડયો છે તેનો નિર્ણય ન કરતાં સ્ત્રીપુરૂષ વ્યવસ્થા અદલ બદલ કરવા ઉમલક રહી છે, જે સ્ત્રીઓ પુરુષોને ધિક્કારવાનો તથા નપુરૂષી પૃથ્વી કરવાનો પોકાર કરી રહી છે તે સ્ત્રીઓ માટે (અને વાદલેખમાં તેનાજ માટે શબ્દ વપરાયલો સ્પષ્ટ જોવામાં આવશે) નો, વિશેષ ઔદાર્યયુક્ત શબ્દ મ્હને જડતો નથી, કારણ કે નપુરૂષી પૃથ્વી ચલાવવાની અભિલાષ બ્હેનોને એ બ્હેનોના સંભોગે અથવા બીજા કોઇ શાસ્ત્રીય પ્રયોગે સ્ત્રીઓજ જન્મે એવી પ્રજોત્પત્તિ કરવાનો અખતરો હજી સુધી હાથ લાગ્યો નથી.

ડોલરરાય રંગીલદાસ માંકડ.

# રૂઢિવાદની અસંગતતા.

"તમારો ધર્મ શું" એમ એક નાગરને પ્રશ્ન પૂછીએ તો "શૈવધર્મ[1]" એમ જવાબ સાધારણ રીતે મળશે. પણ શૈવધર્મ કયી જાતનો ધર્મ છે, તેનું મૂળ શું છે, તેનો આદ્યપ્રચારક કોણ હતો, તેના મુખ્ય સિદ્ધાંતો શું છે, તેમાં ક્રમશઃ કેવા વિકાસો થયા છે, વગેરે બાબતોમાંથી એક વિશે પણ નિશ્ચિત મત આપનાર નાગર કેટલા છે? શંકરને પરમેશ્વર માની, તેને પૂજનારા આપણે છીએ એમ લગભગ બધા માને છે. શિવમાં માનતા છતાં, યોનિમધ્ય લિંગપૂજા કરીએ છીએ તેનું મૂળભૂત કારણ શું છે તેની શાસ્ત્રીય તપાસ કેટલાએ કરી હશે? અને ભાગ્યજોગે 'શિવપુરાણ' વંચાઇ ગયું તો તેમાં આપેલ સગવડ ભરી વાતો લિંગપૂજાનાં મૂળભૂત કારણ તરીકે માની લેવાય છે તે પણ જાણ્યું છે. આવી સ્થિતિમાં "શૈવધર્મના આદ્યપ્રવર્તક કોણ?" એ પ્રશ્નનો જવાબ ઘણી વખત 'આદ્ય શંકરાચાર્ય" એમ મળ્યો છે. અત્યારના ચારે શંકરાચાર્યમાં અને એના મઠોમાં આપણે માનીએ છીએ, પણ તેના હાથનું કે તેની સાથે એક પંગતમાં ખાતાં આપણે અભડાઇએ છીએ એમ માનીએ છીએ તે અસંગતતાને બાજુએ રાખીએ તોપણ આદ્ય શંકરાચાર્યને કોણ અને તેને શૈવધર્મ સાથે શો સબંધ હતો તે તપાસવાનું પ્રાપ્ત થાય છે.

૧. 'શૈવધર્મ' નો ઇતિહાસ અને તાત્વિક સિદ્ધાંતો વિશે એક બીજા લેખથી ચર્ચા કરવા વિચાર છે.

આદ્ય શંકરાચાર્યના જીવનના પ્રસંગો નીચે પ્રમાણે છેઃ

શંકરાચાર્યનો જન્મ મલબારની નમ્બુદ્રી બ્રાહ્મણ જાતમાં થયો હતો. તે જે કુટુમ્બમાં જન્મ્યાં હતા તે કુળના ઇષ્ટદેવ શિવ હતા એમ કેટલાક માને છે અને ઘણાખરા એમ માને છે કે તેનાં કુળમાં શાક્તધર્મ હતો. શાક્તધર્મમાં પણ શિવની વાતો છે. યુવાન વયે તેણે વૈદિક ધર્મનો અભ્યાસ માંડ્યો. ગૌડપાદના શિષ્ય ગોવિંદ તેમના ગુરૂ હતા. તરત જ તે સંન્યાસી થયા અને દેશમાં બધે ફરવા લાગ્યા. આ મુસાફરીમાં તે કુમારિલભટ્ટ તથા મંડનમિશ્ર અથવા સુરેશ્વરાચાર્યને મળ્યા એમ દંતકથા છે. પણ સંન્યાસી તરીકે તે પ્યુરીટન જેવા સખ્ત ન્હોતા. પોતાની માતાની મરણક્રિયા તેમણે જાતે કરી હતી. તેમણે ચાર મઠો સ્થાપ્યા. માનવા પ્રમાણે તે કેદારનાથમાં, બત્રીશ વર્ષની વયે દેવ થયા.

તેમનાં લખાણોમાં મુખ્ય તેમણે લખેલાં ભાષ્યો છે. ઉપનિષદ્ ઉપરનાં તેમના ભાષ્યો પ્રખ્યાત છે, પણ તેની અમર કીર્તિ તો તેમણે લખેલું 'બ્રહ્મસૂત્ર' ઉપરનું ભાષ્ય જ ટકાવી રાખે છે. અદ્વૈતમતનો ફેલાવો તેમણેજ કર્યો. તેમણે પોતાની મુસાફરી દરમ્યાન ઘણા જુદા જુદા ધર્મો અનુભવ્યા હતા. અને પોતે અદ્વૈતમતમાં માનતા છતા, વિષ્ણુ, શિવ, શક્તિ, સૂર્ય વગેરે દેવતાઓનાં સ્તોત્રો બનાવ્યાં છે એમ કહેવાય છે. ૨

આદ્ય શંકરાચાર્યની જીંદગીની આટલી બાબતો એકઠી કર્યા પછી એમ પ્રશ્ન કરીએ કે "તે શૈવધર્મમાં માનતા હતા?" તો તેનો જવાબ 'ના' જ મળે. તેમને શૈવધર્મની સાથે કંઇક સંબંધ હતો તે કબુલ. તેમનો કુલધર્મ શૈવ હતો એમ મનાય છે તે ઉપર લખ્યું છે. પણ કેટલાક તેના કુળને શાક્તમતનું પણ માને છે.—શંકરાચાર્ય શૈવધર્મમાં માનતા એમ સાબીત કરવા માટે એવું કહેવામાં આવે છે કે તેઓએ શિવનાં સ્તોત્રો પણ લખ્યાં હતાં. પહેલી નજરે તો

૨. જુઓ Radhakrishnan-Indian Philosophy Vol. II P. 445-50.

શાક્તધર્મના મતીઓ ખુલ્લાં કર્યાં હતાં, તેમજ દક્ષિણમાં, મલ્લારિ નામે કુતરા તરીકે શિવને પૂજતા તેની અને કાપાલિકના ભૈરવની પૂજાને ઉખેડી નાખી હતી. ૬

આવી સ્થિતિમાં શંકરને શૈવધર્મી કહેવો તે આપણે માન લેવા જેવું હોયતો ભલે હોય પણ તેને અપમાન પ્હોંચડવા જેવું તો છેજ. શંકરાચાર્ય– આદ્ય શંકરાચાર્ય–વેદાંતસૂત્રના ભાષ્યકાર શંકરાચાર્ય– શૈવધર્મી ન્હોતા જ તે સિધ્ધ છે. અત્યારે જો આપણે શંકરાચાર્યને શૈવધર્મના પ્રતિનિધિ માનો આદ્ય શંકરાચાર્યમાં માનતા હોઇએ તો તે ભૂલ સુધારવાની જરૂર છે. બાકી જગતમાં સર્વદેશીય પ્રતિભાશાળી પુરૂષ તરીકે ગણાયેલ અને વિશ્વસમસ્તમાં, અપૂર્વ અને અમર તત્ત્વદર્શન કરાવનાર શંકરાચાર્યના પ્રભાવ અને પ્રતિભા પાસે કોણ મસ્તક ન નમાવે?

૬. Ind. Phi. Vol. II P. 450

સુરતરાય અંબાવીદાશ વસાવડા.

# 'કેટલાક નાગરો' વિશે નોંધ.*

અમર—અમરજી કુંવરજી દીવાન. મશહૂર અમરજી દીવાન જુનાગઢની દીવાનગીરી કેરી ગયા છે.

રઘુનાથદાસ—મશહૂર અમરજી દીવાનના દીકરા. જુનાગ તથા જામનગરની દીવાનગીરી કરી ગયા છે.

અનંત—અનંતજી અમરચંદ વસાવડા. દીવાન જુનાગઢ તથા રાજકોટ, વગેરે કાઠિયાવાડનાં ઘણા સ્ટેટોની દીવાનગીરી કરી ગયા છે. જેનાં નામથી 'અનંતધર્માલય" "અનંતજી બોર્ડિંગ" વગેરે સ્થપાયેલ છે તે.

ગોકુળ—ગોકુળજી સંપતરાય ઝાલા. જુનાગઢના દીવાન થઇ ગયા છે. 'ગોકુળજી સંપતરાય ઝાલા વેદાન્ત પ્રાઇઝ' યુનિવર્સિટિ તરફથી સ્થાપાયેલ છે તે.

ભગવાનલાલ—ભગવાનલાલ મદનજી જોશીપરા. જુનાગઢના રહીશ. કાઠિયાવાડ એજન્સી સ્થપાણી ત્યારે નેટીવ એજન્ટના હોદ્દા પર રહી મશહૂર થયેલ છે તે.

રૂગનાથરાય—રૂગનાથરાય ગૌરીદાસ વૈષ્ણવ મજમુદાર. કાઠિયાવાડમાં, એજન્સીમાં સાઠ વર્ષ સુધી કામ કર્યું હતું. ગાયકવાડ સ્ટેટ તરફથી ગામગરાશ તથા વતન ખાનાર કુટુંબ છે. જુનાગઢના રહીશ.

કલ્યાણરાય—ઉપરના જ કુટુમ્બના મજમુદાર.

---

* આ અંકમાં આગળ છપાયેલ કાવ્ય ઉપર આ નોંધ પ્રકાશ પાડે છે.

વ્રજદાસ—તેઓ પણ ગાયકવાડી મજમુદાર, વતનદાર, તથા ગીરાશદાર, જુનાગઢના રહીશ હતા. તેઓએ બ્રહ્મપુરીનું દાન કરેલું તે હાલ પણ તેનાં નામથી તે મહોલ્લો ચાલુછે.

દુલેરાય—રૂગનાથદાસ ભાઇના દીકરા. ઉપર પ્રમાણે ગાયકવાડી વતન તથા ગીરાશદાર, ઉપરાંત એજન્સીમાં દફતરદાર હતા. તથા રા. બા. નો ઇલ્કાબ મળ્યો હતો.

ગુલાબરાય—ગુલાબરાય અંબાશંકર જોશીપરા, જુનાગઢના રહીશ. એજન્સીમાં ઓધ્ધેદાર તથા પેન્શનર હતા, યાત્રાઓ ઘણી કરેલી.

ઈંદ્રજીત—વૈદ્ય ઇંદ્રજી નરભેરામ વૈશ્ણવ, જુનાગઢના રહીશ. મૂળ કુટુંબ કાશીની બાજુથી આવેલ, મશહૂર વૈદ્ય હતા. નવાબસાહેબના વૈદ્ય તથા નોકરી હતા.

જગન્નાથ ઝાલા—જુનાગઢના દીવાન થઇ ગયા. ગોકુળજી ઝાલા. પુરૂષોત્તમરાય ઝાલા વગેરે તે કુટુંબના, ગીરાશ મેળવનાર.

પ્રભાશંકર—પ્રભાશંકર નાનાભાઇ વસાવડા, જુનાગઢના. રહીશ. અમરજી દીવાનનો જમાનામાં લશ્કરના સીપાહીસલાર હતા. જુનાગઢના રાજ્યમાં ઉના, બાબરીઆવાડ તાબે કરી દેનાર તથા દીવાન ફીરંગીને હંફાવનાર. અમરજી દીવાન બાદ થોડો વખત જુનાગઢમાં દીવાનગીરી કરી હતી. પણ અમરજી દીવાનની માફક તેમને પણ તેમના પ્રતાપની બીકથી જ મારી નાખવામાં આવ્યા હતા.

મણિ—મણિશંકર જટાશંકર કીકાણી: કાઠિયાવાડ એજન્સીના મજમુદાર, સાક્ષર હતા.

મણિશંકર—મણિશંકર નરભેરામ વૈદ્ય ઉર્ફે મણિશંકર દીવાન જામનગર તથા ગોંડલ સ્ટેટમાં હતા, અમરજી દીવાનના કુટુંબની દીકરીના વંશના. ગીરાશદાર.

નૃસિંહ—નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ બુચ, એજન્સીમાં ઓધ્ધેદાર હતા. જુનાગઢમાં રાજ્યસલાહકાર હતા,

ગોવિંદ—ગોવિંદજી ઝાલા, જુનાગઢના રાજ્યમાં સારા ઓધ્ધેદાર જગન્નાથ ઝાલાના વંશજ.

ન્યાલચંદ—ન્યાલચંદ રૂપશંકર ધોળકીયા. ગોકુલજી દીવાનના વખતમાં નાયબ દીવાન જેવી સ્થિતિએ રાજ્યના સારા અધિકારી હતા.

નરસિંહ—નરસિંહ મ્હેતા મશહૂર ભક્ત. શ્રી નરસિંહ મ્હેતા-ચોરાવાળા.

પરબત—પરબત મ્હેતા નરસિંહ મ્હેતાના કાકા. પરમ ભક્ત હતા માંગરોળની ગોમતી વાવમાંથી રણછોડ રાયજીની મૂર્તિ એમને હાથ આવી હતી, તેની સ્થાપના જુનાગઢમાં રણછોડરાયજીનાં મંદિરમાં કરી. હાલ પણ તેની પૂજા ચાલુ છે.

શ્રીધર—રા' નોંધણના બાપ રા' દયાસ ઉર્ફે ગૃહરિપુના દીવાન હતા. શ્રીધર નાગર.

ગિરધર—ગિરધરરાય માધવરાય ધોળકિયા. જુનાગઢના રહીશ. કાઠી દરબારોના માનીતા તથા મશહુર કારભારી. ગીરાશ મેળવનાર.

જાદવ—જાદવરાય હરિશંકર વસાવડા. જુનાગઢના પ્રખ્યાત પ્રભુદાસ નાનાભાઇ જે અમરજી દીવાનના જમાનામાં થયા તેના વંશજ એજન્સીના જુના જાહેર વકીલ. જુનાગઢના રેવન્યુ કમીશનર.

નોંધ: કડી ૩, લીટી ૫. નીચે પ્રમાણે વાંચવી.

ઐસે ઝાલા જગનાથ, પ્રગટ પ્રભાશંકરજી.

# કમજોરનો કટ્ટો શત્રુ અને તાકાતનો સમુદ્ર

હિંદુસ્તાનને અત્યારે કેવા માણસની જરૂર છે ?

## મજબુત અને બળવાન

તે કેમ થવાય ? તેનો એકજ ઇલાજ અને તે
દુનીઆમાં મશ્હુર થએલ

## લાલવાણીઝ નરવેન્ટાઇન

મનુષ્યને તાકાત આપે છે.

બીમારીનો કુદરતી ઇલાજ છે. મગજનું ફરવું. આંખોને અંધારા આવવાં, કમરનો દુખાવો. નસોની બીમારી કમજોરી કબજીઆત, વીર્યનું કમજોર થવું, લોહી કમજોર થવુ અને કમી થવું છાતીની કમજોરી મોંનુ સુકાઇ જવું. અને મોંમાંથી ખરાબ વાસ આવવી. સાંધાનું દુખવું, બદનની કમતાકાત, મગજની કમજોરી. ઘણો પસીનો આવવો વગેરે વગેરે દરદો ઉપર અકસીર ઉપાય

આજકાલ હજારો મનુષ્યો હીંદની સખત ગરમીથી તથા મનના સખત બોજાને લીધે બદહજમી, તાવ અને બાજા દરદોથી પીડાતા દર્દીને 'આ એકજ આરોગ્ય બતાવનો સંદેશ"

બચ્ચાં અને પુરૂષો સ્ત્રીઓ અને બાળકીઓની અશકિત નો આ કુદરતી ઇલાજ છે,

બધા વેપારીઓ પાસેથી મળી શકશે

સોલ એજન્ટસઃ—

**જે. તીરથ એન્ડ કંપની,**

દવા વેચનાર, બંદરરોડ,—કરાચી.

# ધી પીપલ્સ ઈન્સ્યુરન્સ કું. લીમીટેડ

## અગત્ય વગદાર ડીરેકટરોના આશ્રય નીચે સ્થપાએલી.
## વધુ વીગતો નીચેને ઠેકાણેથી મલશેઃ—

| | |
|---|---|
| સીંધના ચીફ એજન્ટઃ—<br>**અમીરચંદ મહરા**<br>૨૫ રજુમલ શીવનમલબીલ્ડીંગ,<br>મેરીઅટ રોડ, કરાચી. | હેડઓફીસ,<br>૧. ચેંબરલેન રોડ, લાહોર. |

(૧) હીઝ હાઇનેસ ટીકા અરદમાનસીંગ સાહેબ ચીફ ઓફ બગારીઆન
(૨) લાલા દુણીચંદ બાર–એટ-લૉ, લાહોર.
(૩) બાબા ગુરૂદતસીંહ પ્રોપ્રાયટર, જી. એમ. સ્ટીમશીપ કુંપની અને કોમાગાટા મરૂ. અને પ્રમુખ શીરોમણી અકાલી દળ. અમૃતસર.
(૪) મોલવી જાફરઅલીખાન, માલીક જમીનદાર.
(૫) સરદાર મંગલસીંગ મેનેજીંગડાયરેકટર અકાલી ન્યુસપેપર્સ અમૃતસર.
(૬) શેખ સીરાજદીન પીરાશા, વાઇસ પ્રેસીડન્ટ પંજાબ પ્રાંતિક કોંગ્રેસ કમીટી. લાહોર.
(૭) સરદાર અત્તરસીંગ, બાર–એટ–લૉ, રહીશ ગુજરાનવાલા
(૮) પંડીત પ્યારે મોહન દત્તાત્રય બી એ. એલ. એલ. બી. લાહોર.
(૯) સરદાર શાર્દુલસીંહ કવીશ્વર. મેનેજીંગ એજન્ટ (એકસ ઓફીશીઓ)

**શેર હોલ્ડરોનો લાભ**—(૧) સહી સલામત વ્યાજ (૨) સારો નફો (૩) સીધો વહીવટ (૪) કરકસર ભરેલો કારોબાર.

**વીમો ઉતારનાર માટેઃ**—(૧) પસંદ પડે તેવી યોજનાઓ (૨) પ્રીમીયમ મધ્યમસરના (૩) લાગણી ભરેલો વર્તાવ (૪) તાત્કાલીક ધ્યાન.

**એજન્ટોનેઃ**—(૧) ઉદાર કમીશન (૨) બોનસની ગેરંટી (૩) કાયમી સ્થાન (૪) મફત તાલીમ.

કુન્દનરાય માંકડ.

# "ખરેડી ખાંગો થયો".

'મ પડ મ પડ, મારા આધાર' વગેરે ગણકેતી. જેવીએ કહ્યું છતાં ગિરનાર 'ખાંગો' નહોતો થયો ? અસ્તિત્વ અને નાશનો ક્રમ દુનિયામાં કંઇ નવો નથી. માત્ર જ્યારે એ ક્રમનો, દેખાય તેવો અકલ્પ્ય ભંગ થાય ત્યારે બીનઅનુભવીઓ છાતીએ હાથ મુકી, ચકળ વકળ આંખોથી, મૂઢ જેવા હૈયાંએ દુનિયાના આ ક્રમનાં તત્ત્વજ્ઞાન વિશે મૂક વિચાર કરવા બેસે છે.

આવો ક્રમભંગ હમણાં થયો ભ. ગજેન્દ્રરાય ગુલાબરાય બુચનાં અવસાનના સમાચાર થોડાજ દિવસ પ્હેલાં મળ્યા. જીવનની પ્હેલી પચ્ચીશીજ પુરી કરી હતી, અને જીવનવિકાસ કરી 'પ્રભુતામાં પગલાં' માંડવાની હજી તો શરૂઆતજ કરી હતી ત્યાંજ તેનું મૃત્યુ થયું તે જરાક ક્રમભંગ જેવું તો લાગેજ. તેના સ્વભાવ વિશે, તેના જીવનના બનાવો વિશે કે તેના વરૂચિ કે મેકોલે શા પ્રતિભાશાળી બૌધિક વિકાસ વિશે તેના અંગત ઓળખીતાઓને યાદ દેવરાવવાની જરૂર નથી. પણ ક્રમભંગ થયો એમ બીજાઓને પણ જણાય માટે તેનાં જીવનની થોડીક રેખાઓ નીચે પાડી છે.

ગોંડલનાં પ્રખ્યાત બુચ કુટુંબના તે 'નબીરા' હતા. રા. રા. ગણેશરાય બુચે અભ્યાસમાં મેળવેલી નામના અને કીર્તિ તો જાણીતી છે. રા. ગણેશરાયના ભાઇ રા. ગુલાબરાય દુલેરાય બુચના ગજેન્દ્રરાય પુત્ર થાય. ન્હાનપણથીજ ચપળતા તેમનાં મ્હોં પર તરવરતી. પણ તેઓ બી. એ. અને એમ. એ. પાસ થયા ત્યાં સુધીનાં તેમનાં

જીવનના બનાવો લગભગ સાધારણ છે. મેટ્રીકમાં, બી. એ. માં અને એમ. એ. માં તેમણે પોતાની ફર્સ્ટ ક્લાસ પ્રતિભા બતાવેલી અને ઘણા ઇનામો મેળવેલાં. છેવટે ઝાલા વેદાંત પ્રાઇઝ મેળવી પોતાનાં કુટુંબની નામના રાખી, કારણ તેમની પ્હેલાં તેમના કાકા રા. રા. ગણેશરાયે પણ એ ઇનામ મેળવેલું હતું.

પણ તેમની જીવનરેખામાં તેમના આત્માને પ્રત્યક્ષ દેખાવ તેવો વિકાસ તો પછીજ થયો. એમ. એ. પાસ થયા પછી સુરત કોલેજમાં તેઓ અંગ્રેજીના પ્રોફેસર નીમાયા. ડક્કન એજ્યુકેશન સોસાયટી જેવી આત્મત્યાગની પધ્ધતિએ ચાલતી સોસાયટીમાં તેઓ જોડાયા અને સ્વાર્થત્યાગની વૃત્તિ બતાવી. ત્યાં કોલેજમાં. તેમની બુધ્ધિના તનમનાટથી, તેમના વાંચનની વિશાળતાથી અને પોતાનાં ભાષણોમાં જીવંત રસ રેડવાની તેમની અપૂર્વ શક્તિથી, વિદ્યાર્થી તેમજ પ્રોફેસરોને તેમણે લગભગ ગાંડા કરી મુક્યા હતા. તેમની આ રસ જગાડવાની શક્તિની વાતોના પડઘા દૂર દૂર ખુણાઓમાં પણ સંભળાતા પણ આ તો એક વાત થઇ.

તેમણે મુકેલ સાહિત્યવારસો ગુજરાત કદી બેદરકારીથી વીસરી શકે તેમ નથી. તોરૂ દત્ત કે ચેટર્ટનની યાદ દેતા આ પ્રતિભાશાળી પુરૂષ કીટ્સ કે શેલીને ઘણા મળતા હતા. તેમનાં જે લખાણો ગુજગતનાં જુદાં જુદાં સામયિકોમાં પ્રસિધ્ધ થયાં છે તે બધાંય તેમની અપરિપકવ છતાં યે પરિપકવ પ્રતિભાની ખાત્રી પૂરે છે. તેમણે મેળવેલું, ભાવનગર સાહિત્યપરિષદ વખતનું પાદપુર્તિનું ઇનામ હજી ઘણાને યાદ હશે. ત્યારથી તેમને સાહિત્યની ચટકી લાગી તે ઉત્તરોત્તર એટલી વધતી ચાલી કે તેમણે લખેલાં કાવ્યોનો સંગ્રહ જ્યારે બ્હાર પડશે ત્યારે ગુજરાત જાણશે કે કેવો કવિ તેણે ગુમાવ્યો છે. ભાવનાવાહી ( Emotional ) કવિ તો તેના જેવો ગુજરાતે હજી નથી જોયો એમ કહી શકાય. શરદપુનમનું ( નાગરિક પુ. ૨. અં. ૧) તેમનું કાવ્ય નિરાશાજનક સૂર કાઢે છે છતાં ભવભૂતિ કે કાળિદાસના ભવ્ય મનોવિકારોની યાદ દે છે. ભવભૂતિના **न किल देव्याः** વાળા શ્લોક કે કાળિ-

દાસના '**सुतनु हृदयात्मत्यादेश**' વાળા શ્લોકને પણ જરાક ઝાંખુ પાડતું તેમનું 'સંભારણું' નામનું કાવ્ય આ સાથેજ પ્રસિધ્ધ થાય છે. પણ આ વાધુમાં વાતો કરવી નકામી છે. તેનાં મિત્રમંડળ તરફથી તેમના લખાણો પ્રસિધ્ધ કરવાની યોજના ચાલે છે તે અમલમાં આવ્યે ગુજરાત પોતે જ તેની કદર કરશે.

અને નાગરી નાતને ખબર છે કે ગજેન્દ્રરાય કોણ હતા? આપણા કેટલાક ઉગતા સિતારાઓને આપણે બેદરકારીથી મરવા દીધા છે? કેટલાં Gems of purest ray serene ને આપણે, બેદરકારીથી સંસારપટમાંથી વિલુપ્ત થવા દીધાં હશે? નૃસિંહમ્હેતા જેવી શાન્ત પ્રતિભા પણ આપણે તેના જીવનકાળમાં જીરવી ન્હોતા શક્યાં. જીવતાના ગુણો વ્યક્તિગત મતાંતરો ભૂલી સ્વીકારતાં આપણે હવે શીખશું? કે હજી પણ વધુ બલિદાનો મમાજને જોઇએ છીએ?

સ્વ. ગજેન્દ્રરાય બુચ.

# સંભારણાં.

[ પોતાનાંજ ગત-પ્રેમ-જીવનને અનુલક્ષી લખેલ આ કાવ્યમાં કવિની પકવ બુધ્ધિ કેવી થાત તેનું સચોટ નિદર્શન છે. ભવભૂતિનું "ન કિલ દેવ્યાં૦" વાળું કાવ્ય તેના મૂળ ઉત્તેજક સંયોગ રૂપે છે. પણ શું વિચારની મૌલિકતામાં કે શું ભાષાની ગંભીર સરસતામાં આ કાવ્ય મહાન ભવભૂતિને પણ ક્ષણભર ભુલાવી દે તેવું છે. આખું કાવ્ય વાંચી રહ્યા પછી મનમાં પ્રશ્ન થાય છે કે ભાવનામય કાવ્યમાં ગુજરાતે આવું બીજું કાવ્ય મેળવ્યું છે ખરૂં ?.........તંત્રી. ]

કંઇક ચિત્રો એવાંયે છે, ધૂવો શતધાર જો
ફરી ફરી બને તાજા રંગો ભુંસાય ન રેખ કો;
પ્રકૃતપટમાં પૂર્યાં ચિત્રો ધૂવે નભ નીતરી,
મલીન મટતાં ધોવાતાં એ નવીન ફરી ફરી.

કદી ન બનતાં આછાં, ઝાંખાં, ન મંદ થઈ જતાં;
દિવસ તડકે ઉડી જાતાં ન કાળ વહી જતાં,
ધરતી ઉરને કોરી વ્હેતાં અખંડિત વ્હેન શાં
સ્મરણ-પટને ઉંડા કોરી વહે જળ કાળનાં.

અમર ક્ષણના કુંળાં ચિત્રો ભૂલાય ન અંતરે,
અમર રસનાં ઉંડાં વ્હેનો સૂકાય ન અંતરે,
ગત-જીવનને સંભારે એ અનુભવ ધન્ય છે-
જડ જગતમાં જોવું રોવું ન જીવન અન્ય છે.

નજર પડતું ખાલી ખાલી બધે સુનકાર જ્યાં,
હૃદય રડતું ખાલી ખાલી પડે ભણકાર જ્યાં;
ઉર ફફડતે ખાલી ફાંફાં. ન ભૂત મળે ફરી
ગત સમયનાં સ્થાને ઘેલાં! જવું કંઈ વીસરી.

વિસરી વિસરી વીત્યાં સ્વપ્નો જગે જીવતાં જનો.
જીવન મચડી મૂંગે મોઢે વૃથા મથતાં જનો;
પણ પ્રથમનાં સ્થાને પાછાં ઉરો અકળાય કાં?
જડ જગતમાં જપ્યાં ત્યાંથી મચેતન થાય કાં?

જગત સઘળું એનું એ છે. ઉંચે નભ એજ છે.
પરિચિત સ્થળો પ્હેલાંનાં જે હજુ પણ એજ છે;
તરસ ઉપડી એવી તે શી. ભૂલી સ્થળ કાળ આ
ચકિત નયને આજે શોધો હવે મગતૃષ્ણિકા?

પ્રિય સ્વજનનાં ખોખાં પાસે કદીક ઉભાં હશો–
શરીર સઘળું એનું એ છે–કહો તહીં ભેદ શો?
પણ ન ઠરતી ફાટી આંખો. કંઈક જતું રહ્યું
સ્મિત સરી જતા એનું એયે ન જાય હવે સહ્યું.

જીગર કચડી લોકો કાજે તપ્યા તપ રામ જે.
ક્ષણભર સહુ ભુલ્યા જાતાં ફરી પ્રિય–કાનને;
અડગવ્રતના યોગી નાથે રૂવે અસહાય એ–
"અહીં ન રોવું રોકાયે નો ક્ષમા કરજો મુને"

યુગ યુગ ગયા, વર્ષો વીત્યાં, પુરાણુ બની કથા.
જનહૃદય ના જુનાં થાતાં સનાતન સર્વથા;
ગત સમયના ભાવો જાગે, દુ:ખી દિલડું દ્રવે
પ્રણય-ઝરતી ભીની આંખો ભુલાય ન આ ભવે.

પ્રશ્નોની પેઠે 'કુમાર'માંથી વિસ્તરતું ને ફરફરતું પોતાની ઘટાળી છાયા ઢાળતું જાય છે ત્યારે 'કુમાર' ના સંચાલકોને તેની ખબર તો ન પડે તેમ છતાં 'કુમાર' ના વડલાની શીળી છાંયડી એટલે અંશે ઘટી પડે છે, એ તો સંચાલકો હમેશાં સમજે છેજ અને જાણે છે ત્યારે તો બેશક દુઃખ પામે છે.

એવી એક સુંદર કુંપળ હમણાં જ ભાવનગર મુકામે ખરી પડી. એનું નામ ભાઇ વિજયલાલ. નાગર જ્ઞાતિનાં બે પ્રતિષ્ઠિત કુટુંબોનો એ લાડકવાયો બાલક હતો. મોસાળ પક્ષે ભાવનગરના પ્રજાજીવનમાં ત્રીસ વર્ષભરની અખંડ સેવા અર્પણ કરનાર વૃદ્ધ વીર ગુલાબરાય ગોવિંદરાય દેસાઇના એ ભાણેજ થાય. પિતૃપક્ષે ભાવનગરના સ્વ. મહારાજા તખ્તસિંહજીના સાચા રાજનીતિજ્ઞ અને વફાદાર અંગત મંત્રી શ્રી સારંગલાલ સવાઇલાલનો પૌત્ર થાય. એના સ્વ. પિતા શ્રી રમણિકલાલ સારંગલાલ મુંબઇમાં દાકતરી કરતા, અને એ દાકતરી દરમિયાન એમણે કરેલી ગુપ્ત સેવાઓ એક આદર્શ માનવપ્રેમીને શોભાવનારી હતી. આજે એ સેવાઓ પ્રગટપણે નોંધાએલી નથી, છતાં અજરામર છે. દોઢ લાખ રૂપિયાની રકમના બદલામાં પણ એક અંગ્રેજ અબળાનો ગર્ભપાત કરવાની ના પાડનાર, અને કુમાર્ગે ઉતરેલા એ અંગ્રેજ પુરૂષને એક જ વાકય કહીને પાપમાંથી ઉગારી લેનાર એ ડા. રમણિકલાલ આજે નથી.

એમનો પુત્ર વિજયલાલ પણ-માતૃ ને પિતૃ બંને કુળોની ખાનદાનીમાં અને સ્વાર્પણવૃત્તિની વચ્ચે ઉછરેલો હતો. પચીસ વર્ષનો પહેલવાન ને દેખાવડો હતો. સદાય હસમુખો હતો. અજાણ્યાને પણ પ્યાર ઉપજે તેવો ભદ્ર અને પ્રિયદર્શી હતો. સ્વામી હતો ને પિતા પણ હતો. સહુને માટે સ્નેહની મૂર્તિ જેવો હતો. ઇન્ટર ક્લાસમાં અભ્યાસ કરતો. દુનિયાના ચાલુ વ્યવહારને હિસાબે અત્યારે પ્રગટપણે તો કાંઇજ નહોતો. પણ શું શું થવા માટે મથતો હતો ને શું શું થઇ શકયો હોત, એ વિચાર કરતાં —કુંપળમાંથી કેવી શાખા વધી હોત, એ વાતનો હિસાબ માંડતાં ખરી ખોટ સમજાય છે.

પણ એનું અવસાન તે જગજ્જનનીને ચડાવવા માટે ચુંટાએલાં કોઇ પુષ્પનાં અવસાન જેવું જ સુંદર છે, કેમકે સ્વાર્પણ કરવા જતાં એનો જીવ ગયો છે. નવરાત્રમાં માતાજીનાં ઘણાં ઘણાં ગીતો ગાઇ રહ્યા પછી, ભાવનગર રાજ્યની કુળદેવી ખોડિયાર માતાના વરતેજ નજીકના થાનકની પાસે ખોડિયારના ધરમાં નહાતાં નહાતાં, પોતાનાથી એક નાના સ્વજનને ડુબતો દેખી, પોતાને તરતા નહોતું આવડતું તેવાત, પોતે છીછરા પાણીમાં પણપગ કદી નહોતો મુકયોછતાં તે વખતે ભૂલી જઇને, એ ડુબતા બાળકને બચાવવા ખાતર હાથ દેવા માટેજ એ આગળ વધ્યો. ડુબતા બાળકે એને ઝાલીને આગળ ઘસડયો. વિજયલાલે ત્રીજા એક મિત્રનું કાંડું ઝાલ્યું, પણ પોતે જાય છે એમ સમજીને એ મિત્ર પણ મરશે એવા ખ્યાલથી ક્ષણમાં જ ત્રીજા મિત્રનું કાંડું છોડી દીધું, અને પોતે પેલા બાળકની સાથે ધરાને તળીએ ભેખડમાં ભરાઇ બેઠો. એનું મૃત્યુ અત્યંત શાંતિમય હશે, તેવું અનુમાન તો, પાણીમાંથી ત્રણચાર કલાક પછી હાથ લાગેલા એના દેહની, જાણે હમણાં જ એ ઉઠીને બેઠો થશે એવી તાઝગીભરેલી ભવ્ય મુખમુદ્રા પરથી સહેજે બાંધી શકાય છે.

આખી જીંદગીનો સરવાળો ઘણી વાર મૃત્યુની એકજ ઘડીમાં બંધાઇ જાય છે, એ શું સાચું નથી? અને એ જો સાચું હોય તો એવા જીવાત્માની વધુ મહત્વની જરૂર ઇશ્વરી યોજનામાં અન્ય કોઇ સ્થળે પડી હશે, એ વાત પણ એટલી જ સાચી માની, એનાં સ્વજનો એ ભાઇને ઇશ્વરની વધુ નજીક ગયો સમજે અને કલ્પાંત ત્યજે,

એવું 'કુમાર' તરફનું એ સહુ સ્વજનોને સાંત્વન પહોંચજો! ખાસ કરીને એની ગં. સ્વ. સહચરીને, કે જેની વેદના અનેક એવી આર્યપત્નીઓની માફક અત્યારે અસહ્ય જ હોવી જોઇએ.

ભાઇ વિજયલાલનું અવસાન, એવા એવા એના પૂર્વગામી અનેક નાગર કુમારોનાં અવસાનોનાં સ્મરણો તાજાં કરે છે. બાહોશ ખેલાડીઓ, નટો અને કલારસિકો–ભાવનગર [illegible] નાગર [illegible] એમ છે. ફુલ સમાન યુવકો છેલ્લાં દસ વર્ષમાં, એક [illegible] સંક્રિયે રસ કેટલા

રીતે મૃત્યુને માર્ગે ચાલ્યા ગયા છે. કદાચ આખી જ્ઞાતિનાં કો ગાઢ કર્મોનું ઋણ એ રીતે એ થોડાક તરૂણોનો ભોગ અપાઈમેજ જલ્દી અદા થઈ જવાનું નિર્માયું હશે !

(કુમારમાંથી)

મંત્ર ઉપર જતાં રા. રા. રતિપતિરામ ઉદ્યમરામ પંડયાનાં શોચનીય અવસાનની જાણ થતાં હૃદય શિથિલ બની જાય છે. ઉગતા તારાઓ આમ ખર્યા જ જાય છે. સ્વર્ગસ્થે સાહિત્યમાં સારો ફાળો આપ્યો હતો. તેમનાં રામાયણ અને મહાભારત નવીન સરળ દ્રષ્ટિ બતાવે છે. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપો.

.........

# ઇનામી યોજના.

અમારા ગયા અંકમાં જાહેર કરેલ ઇનામી યોજના વિશે દલગીરી સાથે અમારે જણાવવું પડે છે કે આ લખાય છે તે ઘડી સુધી માત્ર એકજ ગૃહસ્થે અમને પોતાની કૂપન ભરીને મોકલી છે. પરંતુ, એ ગૃહસ્થની પરવાનગીથી અમારા વાંચનારાઓમાં હજી પણ કંઇ ચંચળતા આવશે, એમ ધારી આ યોજના અમે બીજા ત્રણ મહિના ચાલુ રાખીએ છીએ. પરંતુ દરમ્યાન ઇનામી યોજનાને મળેલ આ જવાબથી ઉપજતા કેટલાક વિચારોની નોંધ અહિં અસ્થાને નહિં ગણાય.

સમાજને અને આજનાં સામયિકોને જે સંબંધ આધુનિક કાળમાં છે તે આપણી સમાજને માટે નવો જ અનુભવ છે. અમુક સમાજને ઘોર નિદ્રામાંથી જગાડવા સામયિકોની જરૂર છે એમ મનાય છે. 'નાગરિક' જ્ઞાતીય અને નાગરી નાતને લગતા પ્રશ્નોની, તેમજ સામાજીક પ્રશ્નોની વિચારણા અને ચર્ચા ગયાં બે વર્ષમાં, નિખાલસ ભાવથી શાસ્ત્રીય પદ્ધતિએ કરી છે. ખરી રીતે નાગર જ્ઞાતિ માટેનું આ 'નાગરિક' આજની નાગર જ્ઞાતિને માટે નવીન અનુભવ રૂપ છે. આગલાં 'ત્રિમાસિક' અને નાગરનેત્રમણિ' ની સેવાઓ જ્ઞાતિ હજી ભુલી નહિં જ હોય. પણ તેનાં જેવાં સરલપથગામી સામયિકોને પણ નાત જીરવી ન શકી તો પછી 'નાગરિક'નું, ઉપલકિયા દૃષ્ટિવાળાને અળનાખોર લાગતું, અને સમર્થ વિચારકોને અને ચિન્તકોને "અપૂર્વ વિદ્વતાભર્યું" લાગતું 'તતુડું' ચાલશે કે કેમ અને શંકાઓ રહે જ થાય એમ છે. નાગરિકમાં તેમજ 'નાગરિક'માં ચર્ચાતા પ્રશ્નોમાં સક્રિય રસ કેટલા

ભાઈઓ લે છે તે જાણવા ખાતર અમે આ ઇનામી યોજના ઘડી છે. અને એના પ્રત્યુત્તરમાં કાટલા નીરસ આપણા ભાઈઓ છે તે આજ પ્રત્યક્ષ જાણ્યું. 'નાગરિક'માં ચર્ચાતા વિષયો ચર્ચાસ્પદ (controversial) કહેવાય તે અમારે કબુલ છે; નાગરિકમાં ચર્ચાતા વિષયો ઘણીવાર, રૂઢિવાદની સુંવાળી હુંફમાં સુતેલાઓને કંઇક અચિંત્યો આંચકો મારી જગાડે છે તે પણ કબુલ છે અને નાગરિકમાં ચર્ચાતા વિષયોમા રૂઢિઓની, બુધ્ધિપ્રધાન તપાસ કંઇક અણદીઠાં રૂપે થાય છે એમ કહેવાય તો તે પણ સ્વીકારીએ છીએ, પણ નાગરિકમાં ચર્ચાતા પ્રશ્નોવિચારવા લાયક પણનથી કેતે પ્રશ્નો આજે ઘેરઘેર બળતા પ્રશ્નો રૂપે દેખા દેતા નથી એમ માનવા અમે ઘડીભર પણ તૈયાર નથી અને અમારી જાણ પ્રમાણે તો અમારા વાંચકો કે વિવેચકોમાંથી કોઇ પણ તૈયાર નથી. તો પછી ઇનામી યોજનાને આવો શિથિલ જવાબ કાં ?

'ઇનામી યોજના'માં ભાગલેનાર, ઇનામના લોભેજ ભાગ લે છે એવી માન્યતાથી ઘણા નિખાલસ મનના ભાઇઓ અચકાતા હોય તે સંભવે છે. પણ અહિં તો તંત્રી અને વાંચકોની વચ્ચે વિચાર વાતાવરણની એક સતત સાંકળ બની રહે એવો હેતુજ મુખ્ય છે. આશા છે કે આટલી ચર્ચા અફળ નહિં જાય.

.........

# નોંધ.

નવું વર્ષ.

જન્મ વખતે જ જેણે અનેક નિરાશાના સુરો સાંભળ્યા હતા અને તેની અસરથી જે જન્મતાં જ ધ્રુજતું હતું, અને જન્મ્યા પછી તરતજ જેને વિપક્ષનો સબળ વિરોધ અનુભવવો પડયો હતો તે 'નાગરિક' આજે ત્રીજાં વર્ષમાં પ્રવેશ કરે છે. અમારા વાચકોને આ વર્ષની શરૂઆતમાં અમારે એકજ વિનંતિ કરવાની છે કે જરા છાતીએ હાથ મુકીને સ્વચ્છ મનથી નાગરિકે આપને નાગરિકતા અર્પવાના પ્રયત્નમાં જરા પર સફળતા મેળવી છેકે નહિં એટલું પુછો. નાગરિકના કોડ ગરીબડા છે; પણ ગરીબીમાં અમાપ મનોબળ રહેલું છે એ સત્ય ઘણી વખત આપણે ભૂલી જઇએ છીએ. આ સાહજિક બળથી નાગરિક આગળ ધપ્યું છે અને ધપ્યું જશે.

અમારા ભવિષ્યના કોડ પુરવાને માટે અમારી પાસે મનોરથો તો પુષ્કળ છે પણ તે મનોરથોને બાહ્ય વ્યવહારૂ સ્વરૂપમાં વ્યક્ત કરવામાં અમને લેખક ભાઇઓની તથા વાંચક ભાઇઓની સહાયની બહુ જરૂર છે. લેખક લેખિકાઓને અમે અમારા પ્રયત્નમાં મદદ આપવા માટે વીનવીએ છે.

ગયાં વર્ષની આખરે આ વર્ષને માટે અમે કેટલીક આશાઓ બતાવેલી તેમાંથી કેટલીકનું મૂર્ત સ્વરૂપ આ અંકમાં વાંચકોને દેખાશે.

આ અંક.

સ્વ. પ્રો. ધ્રુવનો 'આપણું ગૃહજીવન' નો લેખ પૂરતો વિચારપ્રેરક છે. બ્હારથી શાન્તિ અને પુર્ણ સંતોષવાળાં કુટુંબોમાં દેખીતીજ કેટલી અસંગતતાઓ હોય છે તેનો તે લેખ સારો

ચિતાર આપે છે. સ્ત્રી પુરૂષની મનોદશાના પ્રતિકૂળ પ્રવાહો જ હોય છે એવું કંઇ હંમેશા નથી બનતું અને છતાંએ પતિ પત્નીનાં હાર્દિક ઐક્યનો અભાવ આજે આપણી સમાજને ભયંકર રીતે ડરાવી રહ્યો છે. આ અભાવ જો વધુ સમય વધ્યે જાય તો સમાજનું વ્હાણુ જરૂર કોઇક ખરાબે ચડી જાય પતિ અને પત્નીની કામની દિશા જ જુદી છે તે કંઇ આ અભાવનું મુળ નથી. આપણા કેળવાએલા વર્ગમાં ઘણી વખત એવી માન્યતા ઘર કરી બેઠો હોય છે કે પત્ની પતિ સાથે, પતિનાં કામમાં રસ નલઇ શકે તો તેમનાં જીવનનું ઐક્ય સાધી જ ન શકાય. આ બાબત ઉપર વધુ વિચારની જરૂર છે અને ઉંડા આત્મચિન્તનના પ્રકાશ પામે ઉપરના મોહરૂપ વિચાર, સુર્યકિરણ પાસે ઝાકળ ઓસરી જાય તેમ ઓસરી જશે. સ્ત્રી પુરૂષનાં જીવનનાં ઐક્યને માટે, તેમનાં કામની દિશા એકજ હોવી જોઇએ તે નહિં પણ તેમનાં મનોવિચારની, તેમની અભિલાષાઓની, તેમની મહત્ત્વાકાંક્ષાઓની દિશા એક હોવી જોઇએ, તે જરૂરનું લાગે છે અને મનોવિચાર કે અભિલાષાઓ કે મહત્ત્વાકાંક્ષાની દિશા એક કરવા માટે, ફાજલ સમયમાં, પાટી ને વતરણું લઇ પત્નીને શીખડાવવા બેસવું જરૂરનું છે એમ નથી. ત્હમારાં ગૃહજીવનમાં, એક મિત્ર સાથે ત્હમારા ફાજલ સમયમાં નિખાલસ મનથી હળો મળો તેમ, ત્હમારી પત્ની સાથે માનસિક ઐક્ય અનુભવો, તેની સાથે હળવામળવાનો, તેની વૃત્તિનો, તેની અભિલાષાઓનો, તેની શકિતઓનો અભ્યાસ કરવાનો મ્હાવરો કરવામાં વધુ વખત ગાળો. પત્નીને મનમાં, પતિના સહચારનો પુર્ણ સંતોષ મળે એમ કરવું એ દરેક પતિની (અને કેળવાએલ પતિની ખાસ કરીને) ફરજ છે. આમ કરવાથી આપણાં ગૃહજીવનની ઉપલકી અસંગતિઓ દૂર થશે, મોહ નાશપામશે અને 'અચ્યુતના પ્રસાદે અમરરસની હેલી જેવી સ્મૃતિ પાછી મળશે'. આ સમજાવવાનો આ લેખનો આશય છે.

પુરાતત્ત્વના અભ્યાસનાં પરિણામ રૂપ બે લેખો આ અંકમાં છે. રા. પ્રેમરાયનું નામ હવે તો ગુજરાત સારામાં જાણીતું છે. 'સંતતિ કે અમરતા'ના લેખમાં, પોતાની લાક્ષણિક શૈલીથી તે, સંત-

તિનો ખરો યૌગિક તેમજ આધ્યાત્મિક અર્થ તપાસે છે અને અગત્યના નિર્ણયો પર આવે છે, સંતાનોત્પત્તિનું કાર્ય ગૃહસ્થને માટે મુખ્ય છે, પ્રજાનાં પ્રજનનનું કાર્ય લગ્નનો મુખ્ય હેતુ છે એવું એવું આપણા ઉપનિષદકારો બ્રહ્મસૂત્રકારો ધર્મશાસ્ત્રકારો વગેરે આર્ષ દ્રષ્ટિવાળા ઋષિઓ પોકારી પોકારીને કહી ગયા છે. લગ્નના સંસ્કારમાં "પ્રજાં પ્રજનયાવહૈ" જેવા પ્રયોગો અહિં તહિં દેખાયાજ કરશે, શાસ્ત્રકારોએ જેને આટઆટલી ઉત્કર્ષ ભૂમિકાએ પહોંચાડવા પ્રયત્ન કર્યો છે તે સંતતિનો અર્થ શો ને તપાસવાની ખરેખર જરૂરત છે. શારીરિક દ્રષ્ટિએ, માતપિતાના શારીરિક અંશોમાંથી ઉત્પન્ન થનાર બાળક માતપિતાના શરીરને ચાલુ રાખે છે તે વાત તો આપણા પ્રાચીન શાસ્ત્રકારો જેમ કહી ગયા છે તેમજ આજના જીન્સશાસ્ત્રીઓ (ઝેનર ologists) પણ પોકારીને કહે છે. આમ સંતાન માતપિતાનાં શરીરને અમર કરવાનું સાધન બને છે, પરંતુ માત્ર શરીરનીજ નહિં પણ માતપિતાની મનોદશાની પણ ચાલુ માંકળ માત્ર બાળકજ છે. આપણામાં બાળકને "દમ્પત્યોઃ સ્નેહસંશ્રયાત્ આનન્દ ગ્રન્થિરેકોયમ્" કહેનાર ભવભૂતિ, એમ કહીને પોતાની આર્ષદ્રષ્ટિ બતાવે છે. આજનાં વિજ્ઞાનશાસ્ત્રો, માતપિતાનાં માનસની બાળક ઉપર થતી અસર વિશે એકમત નથી છતાં તેમનાં માનસનું આછુંઘેરું પ્રતિબિમ્બ પણ બાળક ઉપર પડે છે એમ કહેવામાં તો એકમતજ છે. આ દ્રષ્ટિઓએ તેમજ લૌકિક " બાપ તેવા બેટા " વાળાં વચનની દ્રષ્ટિએ પણ બાળક, માતપિતાની ચાલુ માંકળ રૂપજ છે અને આમ અનાદિકાળથી પૃથ્વીને જે અમુક તત્ત્વો મળ્યાં તે તત્ત્વોની સંતતિ અને તેને લીધે અમરતા થતી આવી છે. પરમેશ્વરે સરજેલું કંઇજ નકામું નથી એ સમજવું આ દ્રષ્ટિએ સરળ પડશે. લેખકનો આ નિર્ણય અતિ અગત્યનો છે. પણ તેથી એ વધુ સુંદર અને મધુર તેનો આશાવાદ છે. પૃથ્વીમાં દેખાતું યોગત્વ કે વૈખાનસત્વ કે અર્થવાદ, જેમ કાળિદાસને શંકા થઇ હતી કે 'યોગાભ્યાસજડ, પુરાણ, અને વિષયવ્યાવૃત્તકૌતુહલ મુનિ' ઉર્વશી જેવું સુન્દર રૂપ કેમ ઉપજાવી શકે, તેમ આજે વિચા-

રેકોને ઘડીભર શંકામાં નાખે છે કે દુનિયા ઉપરથી સ્ત્રી પુરૂષનાં ઐકયનો મધુર રમિક આદર્શ ચાલ્યોજ ગયો કે શું ? જવાબમાં આશાવાદી રા. પ્રેમરાય કહે છે " નદીતીરની ભેખડોમાં મેનકાઓ અને મોહિનીઓ સંચરશે અને શકુન્તલા જન્મે ભરતવ શ ચાલુ થશેજ" સંતતિની આ ભાવના સમજી કયા માનવનું હૈયું ઉંચુ નહિ આવે.

રા. માનશંકરભાઇનો 'આહ્નિક મીમાંસા' નો લેખ તેમની ખરી પ્રતિભા અને શોધકવૃત્તિ બતાવે છે. એટલા તો ઉંડા અભ્યાસના પરિણામે એ લેખ લખાયો લાગે છે કે અત્યારના બુધ્ધિપ્રધાન જમાનામાં પણ ઘેર ઘેર તે મીમાંસા તરીકે જ ગણાશે અને ગણાવો જોઇએ.

'રૂઢિવાદની અસંગતતા' માં કદાચ, કંઇક અણધાર્યો આંચકો, વાંચનારાઓને લાગશે પણ સત્યની તપાસ પુરાતત્ત્વ-અભ્યાસીઓને હંમેશ માન્ય હોય છે. પુરાતત્ત્વનો અભ્યાસ આપણી ઘણીયે રૂઢિઓને અત્યારની વૈજ્ઞાનિક દ્રષ્ટિએ સમજાવી જેમ તેમનુ સમર્થન કરે છે તેમ કોઇક વખત જો તેજ અભ્યાસનાં પરિણામે જુના કાળથી ચાલી આવતી રૂઢિ ઉપરનાં પડો ઉખડી જતાં, અંદરની અગ્રાહ્યતા બ્હાર આવે તો આપણે તે સ્વીકારતાં જરા પણ અચકાવું ન જોઇએ.

આમ આ અંકમાં પુરાતત્ત્વવિષયક અને સમાજીક લેખો છે તેમજ આપણી નષ્ટધન સમી, પ્રતિષ્ઠિત વ્યકિત ઓની જીવનરેખાઓ, પુષ્કળ સાધનો ઉપરથી અને અંગત માહિતીઓ ઉપરથી લખાવાની કેટલી જરૂર છે તે રા મુળશંકર બક્ષીનો લેખ જણાવે છે. અમે માત્ર એટલુંજ ઇચ્છી શું કે 'નાગરિક'નાં કામમાં ફાળો આપવા જે ભાઇઓથી બને તેમણે અમને મદદ કર્યે જવી.

**નાગરિકનીભાવના**

ઘણા ભાઇઓની આંખમાં ' નાગરિક ' શબ્દ આડખીલી રૂપે ખુંચે છે. નાગરોજ નાગરિક કહેવરાવતાં શરમાય એવો પણ જમાનો આવશે તેની આપણા પ્ર-પ્રપિતામહોને બિચારાને કલ્પના પણ નહિં હોય. આ 'નાગરિક' શબ્દ પ્રયોગથી ભડકનારો, નાગરજ્ઞાતિના સભ્યમાં નાગરિકના ગુણો ન હોય તો ઠીક એમ માને છે કે શું ! અત્યારે જ્યારે બધી બાજુ નાગરિક (civc)

જીવન નવીન પધ્ધતિએ ધડવાની મહા ધમાલો ચાલી રહી છે ત્યારે આપણે જે નાગરિકો નામથીજ છીએ તેઓ નામ પણ નકારવા તૈયાર થઇએ તે વ્યથાજનક તો જરૂર છે.

'નાગરિક' ના આટલા અંકોમાં, એકજ દ્રષ્ટિને પ્રધાન ગણવામાં આવી છે. કોઇપણ નાતિનો સભ્ય જેટલે અંશે નાગરિક છે તેટલે જ અંશે આપણે પણ નાગરિક છીએ. આટલે અંશે નાગરિક ધર્મ સમજાવતા લેખો 'નાગરિક' આપ્યા છે અને આપણાં નાગરીનાતરૂપી વાડાના જે અમુક વિશીષ ધર્મો છે તેને 'નાગરિક' સાવ વિસારી મુકયા છે એમ નથી. તેમની ચર્ચાઓના પ્રસંગો પણ અમે જવા નથી દીધા. માત્ર આપણામાં નાગરિકતાનો અંશ પ્રધાન જોઇએ એવું વલણ 'નાગરિકે' લીધું હોય તો તે પાપ ન ગણાવું જોઇએ. આશા છે કે આટલી સમજુતી, ઉપરના ગોટાળાની ચોખવટ કરશે.

**કરાચીવડનગરાનાગરમંડળ.**

આ મંડળની નવીન આશાભરી પ્રવૃત્તિ વિષે જ્ઞાતિસમાચારમાં નોંધ લેવાઇ છે હમણાં જ પ્રો. અનિસુખશંકર કમળાશંકર ત્રિવેદીને સ્વાગત આપવાનો લ્હાવો મંડળને મળેલો.તે પ્રસંગે તેમણે બતાવેલ સંતોષથી મંડળ જરૂર મગરૂર છે. મંડળના પોષક મટી, મંડળ સાથે કાયમનો સંબંધ બાંધવા માટે મંડળ તેમનું ખરેખર આભારી છે.

**એનું એ.**

'નાગરીક' ના ભવિષ્યના વિકાસની એની એ વાત કરવી રહે છે. બે વર્ષ કામ કર્યા પછી 'નાગરિક' દરેક રસ લેનારને એકેક ગ્રાહક વધારી આપવાની વિનંતી કરે છે. સાહિત્યવારસો તો નાગરોનો જ એમ આપણે મગરૂરી લઇએ છીએ પણ તે પ્રમાણમાં અમને લેખક ભાઇઓ પૂરતી સહાય નથી આપતા એમ સખેદ જણાવવું પડે છે. આવી સ્થિતિમાં, પોતાની અપુર્વ પ્રતિભાના ચમકારાથી ગુજરાત સારાં યને આંજી દેનાર સ્વ. પ્રો. ગજેન્દ્રરાય બુચના સહકારની 'નાગરિક' ને ખોટ પડી છે તે જણાવતાં અતિ શોક થાય છે.

# નોંધ.

વિચારની આપલે, 'નાગરિક' માં આવતા લેખો ઉપર સબળ ચર્ચા અને 'નાગરિક'ના ભવિષ્યના વિકાસ માટે વ્યવહારૂ સૂચનો અમે ફરી ફરીને વીનવીએ છીએ. તંત્રીનું કામ ધૂળધોયા જેટલું છે તે અમે કહ્યુંજ છે. બાકી 'નાગરિક' બધા નાગરિકોનું છે અને તેના વિકાસમાં ઉત્સાહભર્યો ભાગ લેનારી વ્યક્તિઓ હજી પણ વધતી જ જાય એમ અમે ઇચ્છીએ છીએ.

લખવાને અતિ દલગીરી થાયછે કે શા. રા. બિહારીલાલ જહુ-શંમ માંકડનુ અવસાન મુંબઇમાં થયું છે. સ્વર્ગસ્થ, પન્નાલાલ આણુની પેઢીમાં મુનીમનું કામ કરતા. આત્મબળથી વધેલા પુરૂષનો સ્વર્ગસ્થ ઝળહળતો દાખલો હતા. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપો તેમનાં કુટુંબના દુઃખમા અમારી સપૂર્ણ સહાનુભુતિ છે.

રા. રા. ઉમેદલાલ માનશંકર માંકડનાં પત્નીનું શોકજનક મૃત્યુ તા. ૨૬-૧૨-૨૭ ના રોજ કરાંચીમાં થયું છે. રા. ઉમેદલાલ ઉપર અણધારી આવી પડેલ આપત્તિમાં અમારી પુરી દીલસોજી છે. પ્રભુ ગત આત્માને શાન્તિ આપો.

# કમજોરનો કટ્ટો શત્રુ અને તાકાતનો સમુદ્ર

હિંદુસ્તાનને અત્યારે કેવા માણસની જરૂર છે ?

## મજબુત અને બળવાન.

તે કેમ થવાય ? તેનો એકજ ઇલાજ અને તે

દુનીઆમાં પ્રખ્યાત થએલ

## લાલવાણીઝ નરવેન્ટાઇન

મનુષ્યને તાકાત આપે છે

બીમારીનો કુદરતી ઇલાજ છે. મગજનું ફરવું. આંખોને અંધારા આવવાં કમરનો દુખાવો, નસોની બીમારી કમજોરી કબજીઆત, વીર્યનું કમજોર થવું. લોહી કમજોર થવું અને કમી થવું છાતીની કમજોરી મોંનું સુકાઇ જવુ, અને મોંમાંથી ખરાબ વાસ આવવી, સાંધાનું દુખવું. બદનની કમતાકાત. મગજની કમજોરી, ઘણો પસીનો આવવો વગેરે દરદો ઉપર અકસીર ઉપાય,

આજકાલ હજારો મનુષ્યો હીંદની સખત ગરમીથી તથા મનના સખતે બોજાને લીધે બદહજમી તાવ અને બીજા દરદોથી પીડાતા દર્દીને 'આ એકજ આરોગ્ય બતાવતો સંદેશ.'

બચ્ચાં અને પુરૂષો સ્ત્રીઓ અને બાળકીઓની અશક્તિનો આ કુદરતી ઇલાજ છે.

બધા વેપારીઓ પાસેથી મળી શકશે.

સોલ એજન્ટસઃ—

## જે. તીરથ એન્ડ કંપની,

---



---

આ ત્રૈમાસિક કેમ્પબેલ સ્ટ્રીટ કરાચી, પારેખ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું અને ડોલરરાય રંગીલદાસ માંકડે ૧૨, ગુલામહુસેન કાસમ બીલ્ડીંગ પ્રીન્સેસ સ્ટ્રીટ, કરાચીમાંથી શ્રી કરાચીવડનગરાનાગરમંડળ તરફથી પ્રસિધ્ધ કર્યું.

# અભિપ્રાયો:

"આપનું માસિક કેવળ નાગરને માટેજ નહિ. પણ નાગરિકને માટે હોઇ નામ સમર્થ કરે છે. એના લેખ જ્ઞાતિની ભૂમિકાના જે છે. તે પણ ઉંચી પ્રતીના છે." રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

"તે ગમ્યું છે." રા. રા. નરસિંહરાવ ભોળાનાથ

"આ પ્રથમ અંક બહુ ઉત્તમ નીકળ્યો છે એમા કાંઇ શક નથી"

રા. રા. માનશંકર પીતામ્બરદાસ મ્હેતા

એજ કોટિનું પણ કંઇક વધારે મનનીય ને સંગીન લેખો અર્પતું નાગરિક ત્રિમાસીક, કરાચીથી બહાર પડે છે. બીજાં નિસત્વ જ્ઞાતિપત્રો આગળ આ બન્ને ત્રિમાસિક ઉજળો દ્રષ્ટાન્ત છે

સૌરાષ્ટ્ર તા. ૨૪-૭-૨૬

ગુમાવેલું સંસ્કરિત્વ જે વડે પેદાય તેવીજ ચર્ચા પોષવાનો આ ત્રિમાસિકનો ઉદ્દેશ સ્તુત્ય છે. મુદ્રણ અને ગેટઅપ સુંદર અને આકર્ષક છે. ધી ગુજરાતી તા. ૨૫-૪-૨૬

"કોમી માસિકોમાં સૌથી ઉંચે નંબરે આવે એમ મ્હને લાગે છે. લખાણોના વિષયોની પસંદગી પણ ઉપયોગી અને સુંદર છે."

બ્હેન જ્યોત્સના શુકલ

"નાગરિક માત્ર નાગરોનુંજ નહિ પણ સર્વે નાગરિકોનું પત્ર બને એમ કરવા આપે પ્રયત્ન કર્યો છે તે પણ બહુ યોગ્ય છે...... સંતતિનિયમન જેવા ગંભીર પ્રશ્ન વિષે લેખો પ્રસિદ્ધ કરવાની આપે શરૂઆત કરી છે તેથી મને બહુજ આનંદ થયો છે. નાગરબ્હેનો પોતાના કડવા મીઠા અનુભવો પત્ર રૂપે (ગમે તો સહી વગર) પ્રસિદ્ધ કરે તો બહુ લાભ થાય. શ્રી. સૌ. સરોજીની મ્હેતા.

"નાગરિકનું બીજું વર્ષ ફાગણમાં (? માગસરમાં)જ બેઠું. ત્યાં લગીના પાંચ અંકોમાં તેણે આખા પ્રાંતના પત્રકારિત્વમાં સારો હિસ્સો આપ્યો છે એમ કહેવામા અત્યુક્તિ નથી. ઉત્સાહભર નવીન દ્રષ્ટિ, વિદ્વાન પ્રૌઢ વિચારને વરે ત્યારે કેવું, સર્વાનંદકારી ફળ નીપજે તેનો 'નાગરિક' જીવતો જાગતો દાખલો છે. કૌમુદી પુ. ૩ અંક

# અનુક્રમ.

પુસ્તક ૩. જ્યેષ્ઠ.

અંક ૩. ૧૯૮૪.

| | | | |
|---|---|---|---|
| ૧. | જરા શોધી કાઢશો ?... ... | યાસ્કમુનિ | ૧૬૭ |
| ૨. | ભણી ઉતર્યા પછી શું ?... ... | એક શિક્ષક | ૧૭૩ |
| ૩. | આન્હિકમીમાંસા... | રા. રા. માનશંકર પી. મ્હેતા | ૧૮૧ |
| ૪. | પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિ. | રા. રા. લાભશંકર પી. મ્હેતા | ૧૯૪ |
| ૫. | પ્રાર્થના... ... ... | એક સેવક ... | ૨૦૧ |
| ૬. | અજીઠાંનો ઢોગ... ... | રા. 'Somnambulist' | ૨૦૫ |
| ૭. | શ્રી કચ્છ કા. વ. ના. મંડળ, અમદાવાદ... ... | | ૨૦૮ |
| ૮. | અમ્હારી પ્રશ્નાવલિ... ... ... | | ૨૦૯ |
| ૯. | જ્ઞાતિ સમાચાર... ... ... | | ૨૧૫ |
| ૧૦. | તરંગમાળા... ... ... | | ૨૧૮ |
| ૧૧. | નોંધ... ... ... ... | | ૨૨૨ |
| ૧૨. | ખુલાસો... ... ... ... | | ૨૨૩ |

'નાગરિક' ત્રૈમાસિક વાર્ષિક લવાજમ રૂા. ૨–૮–૦ પરદેશના પાંચ શિલિંગ.

**સઘળો પત્રવ્યવહાર નીચેને શરનામે કરવો.**

ડોલરરાય રંગીલદાસ માંકડ, મંત્રી નાગરિક, ૧૨ ગુલામહુસેન કાસમ બીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, કરાચી.

**સૂચનાઃ**—આ ત્રૈમાસિકમાં ચર્ચાતા વ્યકિતગત મતોની પ્રમાણે નાગરિકની નીતિરીતિ રહેશે એમ કોઇએ ન માનવું:— તંત્રી

# નાગરિક.

જ્યેષ્ઠ પુ. ૩
૧૯૮૪ અં. ૩


અમારી પ્રશ્નાવલિ, પાછી મોકલવાની મુદત, ભાદ્રપદ, સુદ, બીજ સુધીની રાખીએ છીએ. ઘણાઓએ જવાબો આપ્યા છે. હજી ઘણા બીજા આપે એમ ઇચ્છીએ છીએ. ત્હમારા, તથા ત્હમારા સગાંસ્નેહીના જવાબો જરૂર અમ્હને ઉપલી મુદતમાં પ્હોંચાડો. પ્રશ્નાવલિની વધુ નકલ અમ્હારાં કાર્યાલયમાંથી મળશે.

તંત્રીઓ.

(૨)

इज्याध्ययनव्रतहोमब्रह्मचर्यमतिथिव्रतं, उपशान्त-मदमानरागद्वेषमोहलोभरोषं प्रतिवचनविज्ञानोपधारण-शक्तिसम्पन्नं-आर्ष्यं विद्याद् ॥

યજ્ઞ, અધ્યયન વ્રત, હોમ આદિમાં શ્રદ્ધાવાળો, બ્રહ્મચર્યવ્રત પાળનારો, અતિથિના આદરમાં પૂરો, મદ, માન, રાગ, દ્વેષ, મોહ, લોભ અને રોષ જેનામાં નષ્ટ થાય છે એવો સમાધાન પૂર્વક કોઇ પણ વિષયનું નિરાકરણ કરવાને સમર્થ, દરેક વિષયનું ગ્રહણ કરી ધારણ કરવાની શકિતવાળો; આર્ષ વર્ગનો જાણવો.

(૩)

ऐश्वर्यवन्तं, आदेयवाक्यं, यज्वानं, शूरं, ओजस्विनं, तेजसोपेतम्, अक्लिष्टकर्माणं, दीर्घदर्शनं, धर्मार्थकामाभिरतं-ऐन्द्रं विद्यात् ॥

ઐશ્વર્યસંપન્ન, ભાગ્યશાળી, પંચમાં પ્રમાણરૂપ, યજ્ઞશાલી, શૂર બુદ્ધિ અને શકિતના તેજવાળો, ઉજ્જ્વલ શરીરવાળો, મુશ્કેલ કાર્ય પણ આસાનીથી સાધવાને સમર્થ, લાંબી-નજરવાળો, ધર્મ અર્થ કામ એ ત્રણેની સાધનામાં મચ્યો રહેનારો; ઐન્દ્ર વર્ગનો જાણવો.

(૪)

लेखास्यवृत्तं, माप्तकारिणं, असंहार्यं, उत्थानवन्तं, स्मृतिमन्तं, ऐश्वर्यावलम्बिनं, व्यपगतरागद्वेषमहं, याम्यं विद्यात् ॥

પૂરતા વિચાર વિના પગલું ન ભરનારો, તક જોઇ કામ કરનારો, કોઇથી અંજાઇ ન જનારો, સદા ખડેપગે રહેનારો, ઉત્તમરીતે યાદ રાખનારો, ઐશ્વર્ય મેળવી શકનારો, રાગદ્વેષ મોહથી મુકત; તે યમ વર્ગનો જાણવો.

(૫)

शूरं, शुचिं, अशुचिद्वेषिणं, यज्वानं, अम्भोविहार-रतिं, अक्लिष्टकर्माणं स्थानकोपप्रसादं, वारुणं विद्यात्॥

શૂર, પવિત્ર, ગંદકીથી ત્રાસપામનાર, યજ્ઞપ્રિય, જલવિહારનો શોકીન, આહાર, વિહારાદિ સુખપૂર્વક કર્મ કરનારો, યોગ્ય પાત્રે કોપ અને પ્રસન્નતા દેખાડનાર; વરૂણ વર્ગનો જાણવો.

(૬)

स्थानमानोपभोगं, परिवारसंपन्नं, सुखविहारं, धर्मार्थकामनित्यं, शुचिं, व्यक्तकोपं प्रसादं कौबेरं विद्यात् ॥

દરજ્જો અને માન સાચવી રહેનારો, કુટુમ્બપરિવાર ઉપર પ્રીતિવાળો, સુખદ વિહાર કરનારો, ધર્મઅર્થકામમાં નિત્ય મચ્યો રહેનારો, પવિત્ર, ગુસ્સો અને પ્રસન્નતા છુપાં ન રાખનારો; કુબેર વર્ગનો જાણવો.

(૭)

प्रियनृत्यगीतवादित्रोल्लापकं, श्लोकाख्यायिकेतिहास-पुराणेषु कुशलं गन्धमाल्यानुलेपनं, वसनस्त्रीविहारकाम नित्यं, अनसूयकं, गान्धर्वं विद्यात् ॥

નાચવું, ગાવું, વગાડવું, ઉલ્લાપ આલાપનો અભ્યાસ કરવો, કીર્તિકથા, વાર્તા, ઇતિહાસ, પુરાણ, વિગેરેમાં કુશલતા મેળવવી, સુગન્ધી અર્કો, પુષ્પો, લેપોનો શોખ રાખવો, ઉત્તમવસ્ત્ર પરિધાન કરવાં, સ્ત્રીજન સાથે આનન્દ મેળવવો, Live અને Let Live સહ સહુને સુખી જોવાં અને સુખી રહેવું એમ વર્તવું—આ ગુણથી ગન્ધર્વ વર્ગનો જાણવો.

બ્હીકણ, અબુધ, આહારલુબ્ધ, ચંચળ, જરા જરામાં કામ ક્રોધને વશ થનાર, કોઇની ઓથે ભરાઈ રહેનારો, તોય-પેય ની લાલસાવાળો; મત્સ્ય વર્ગનો જાણવો

(૧૬)

अलसं. केवलं. अभिनिविष्टमाहारे, सर्वबुद्धयंगहीनं. वानस्पत्यं विद्यात् ॥

આળસુ. ખાવા પુરતુંજ જ્ઞાન ધરાવનાર. બુદ્ધિનાં, ભાવ, વિચાર ઇચ્છા આદિ અંગોથી હીન, એવો વનસ્પતિ વર્ગનો જાણવો.

વાર્તિક.

દરેકમાં. ઉપલા વર્ગના કોઇ કોઈ ગુણો થોડે ઘણે અંશે હોય છે. એમાનાં દરેક ગુણમાં, સત્વ અને રજસના વધતાં ઓછાં પ્રમાણથી, મિશ્રગુણો નજરે પડે છે, ઐશ્વર્ય. બ્રાહ્મતું, અને કૌબેરતું,-સાત્વિક અને રાજસ સમજવાનું છે. શૌર્ય પણ, વારૂણતું સત્ત્વરજોમિશ્રિત સહમજવાતું છે, જ્યારે આસુરતું કે સાર્પતું તામસ સમજવાનું છે. આ પ્રમાણે ભેદની વિવેક પૂર્વક વિચાર કરતાં દરેક પુરૂષના ગુણાવ ગુણનો ઉપલાં વર્ગીકરણમાં સમાવેશ ઘટાવી શકાશે.

એક શિક્ષક.

# ભણી ઉતર્યા પછી શું?

[ભણેલાને જ્યાં ત્યાં થોડેભાવે સ્વતન્ત્રતા વેંચવી પડે, અને પુસ્તકપંડિત ન હોય, છતાં વ્યવહારના અનુભવમાં કેળવાયેલાઓ પોતાની સ્વતન્ત્રતા જાળવી રાખે, અથવા મ્હોંમાગ્યે દામેજ વેંચે એ પરિસ્થિતિનાં કારણોમાં ભણતર કેટલો ભાગ ભજવે છે, એ વિષેનો, એક અનુભવીનો આ લેખ. તાજા અને જુના ગ્રેજ્યુએટોને અમ્હે અર્પણ કરિયે છિયે. અગ્નિ નાગરિક.]

આ ઋતુમા થોકબંધ નવા ગ્રેજ્યુએટોનો ફાલ ઉતર્યો છે. અનેક વર્ષનું ચાવેતર પાકયું છે. મહિનાઓના ઉજાગરાથી સુકાઇ ગયેલી આંખોમાં હરખે આણેલી ભીનાશ આવી છે. અનેકવિધ ચિન્તાનો બોજ નાબૂદ થતાં કેટલાંય હૈયામાં હાશ થયુ છે.

મિત્રોમાં ચાનાસ્તા લેવાય છે. દેવાય છે. શ્રદ્ધાળુવર્ગ મન્દિરોમા જઇ માનતાઓ ઉતારે છે અને ઘેર ઘેર દીપમાળાઓ ચમકે છે.

પરીક્ષાઓમાં દિગ્વિજય કરી થાકેલો યોદ્ધો આનન્દગંગામાં સ્નાન કરી ફરી તાજો થાય છે. અને દુનિયાને તેજથી આંજી નાંખી વ્યવહારમાં પણ વિજય મેળવવા ઉદ્યત થઈ ગયો છે, અને........

પછી શું?

"હવે શું કરવા ધાર્યું છે?" એ સ્નેહી સંબંધીના પ્રશ્નનો જવાબ કેટલો અઘરો છે? ગ્રેજ્યુએટ થઇ યુનિવર્સિટીના ગુરૂકુલથી સમાવર્તન પામેલો સ્નાતક આધુનિક રીતે દ્વિજ થઇ ઉતર્યો; પણ સ્થૂલ જન્મ વખતે છઠ્ઠીને દહાડે વિધાતાએ જેમ ગુપ્ત રીતેજ લેખ લખ્યો હતો, તેમ, આ બીજા જન્મ વખતે પણ વિધાતાનો મનસુબો ગ્રેટ-

લોજ અગમ્ય છે. વિજેતા અને વિજીગીષુ સ્નાતક આથી અકળાય છે. એની સ્હામે "વિપુલા ચ પૃથ્વી" પડી છે, છતાં ભવિષ્યની વાટ ઉપર નજર કેમ અંધારા નથી કાપતી ? ધુમ્મસથી ઘેરાયેલી સવારે નજરથી પર થયેલી અજાણી વાટ જેવી જીન્દગી કેમ લાગતી હશે ? જીન્દગીની એ વાટ કેવી હશે ? એમાં શું હશે ? હાથણી વિજયમાલ લઈ ક્યાંક ઉભી હશે ? કે આસપાસ ઉંડી ખાઈયો હશે ? ભૂલભૂલામણી હશે !

ચારેકોર ચકળ વકળ આંખો ફેરવતો, શરૂઆતના ઉત્સાહના બાકી રહેલા નજીવા અંશોને દિલમાં જેમતેમ સંકોરતો એ જીવનના પન્થે પડવા મથે છે..............

દુનિયાના કારભારમાં અસંખ્ય જીવોનો ઉપયોગ છે. આપણા આ પદ્દીધરનો પણ એમાં ક્યાંક ઉપયોગ હશે ખરો ને ? એની સાધન સંપન્નતામાં તો ખામી નથી. સંસ્કૃત ઉપર એનું પ્રભુત્વ કંઇ કમ હતું ? ઉત્તરરામચરિત્ર તો એને મ્હોંયે થઇ ગયું છે. ગુજરાત મેલમાં મુંબઈ તરફ ધસડાતાં, બ્હારનું સૃષ્ટિ સૌન્દર્ય જોઇ એને કેટલાય શ્લોક યાદ આવી જાય છે. ફ્લેગ સ્ટેશન પરના પોર્ટરોની કોટડી પાસેથી મેલ સપાટાભેર નીકળી જાય છે—ત્યાં એક બકરીનું જોડું નાક ઘસતું ઉભું છે. આહા ! 'શિક્ષિતમનેન કાન્તાનુવૃત્તિચાતુર્યમ્'—દુનિયાના આ તાજા મુસાફરને કાઠિયાવાડમાં મુકેલી ન્હાનકડી સખી સાંભરે છે. 'મુબઇમાં ઠેકાણે લાગતાં વેંતજ એને તેડાવી લઇશ' એ મનમાં નિશ્ચય કરે છે અને બ્હારથી નજર ફરી ડબ્બામાં નાંખે છે. ઘણાંખરા ઘોરવામાં, વાતો કરવામાં, ખાવામાં, પાનાં રમવામાં, બીડી ફુંકવામાં મશગુલ પડ્યા છે. શું આમાંના કોઇયે ભવભૂતિ નહિ વાંચ્યો હોય !.........

મુબઈ, કલકત્તા, અમદાવાદ, કરાચી વગેરે મ્હોટાં શહેરોમાં રોજ હજારો આશાવાદી ઉમ્મેદવારો આવતા રહે છે. રેલ્વેનાં સ્ટેશનો અને સ્ટીમરની ગોદીઓના ઉતારૂઓની કેટલી સંખ્યા તો આવા ઉમ્મેદવારોની છે. દરરોજ પાછી ફરતી સ્ટીમરો અને ટ્રેનોમાં પાછા ફરતા નિરાશ ઉમ્મેદવારોની સંખ્યા કેટલી હશે ! આપણા લેબર ઇન્વેસ્ટિગેશનના ડાયરેકટરો આ આંકડા બ્હાર પાડે તો કેટલાયનો આશાવાદ

મોળો પડી જાય.-છતાં આ આંકડામ્હાર ન પડે એજ ઠીક છે Where Ignorance is Bliss...........

મ્હોટાં શહેરોના આલિશાન રાજમાર્ગોની બેય પાસા ધુરંધર વ્યવહારી ઓફિસો આવી રહેલી છે. એનાં શોભીતા મુખદ્વારા ઉપર No Vacancy નો બાલુ ચીનરી શા માટે શોભા બગાડતા હશે!

રોજનાં અખબારોમાં "જોઇએ છે" ની જાહેર ખબરો કેટલી થોડી થઇ ગઇ છે. માણસો વગરજ વેપાર કરવાની કોઇ કુનેહ તો દુનિયાને હાથ નહિ લાગી હોય ?

રોનકદાર કમરાઓમાં કારભાર ચલાવતા મેનેજરોની ટેબલ ઉપર અરજીઓનો થોકડો રોજ આવી પડે છે. ઘણીખરી વંચાતી પણ નથી. કોઇવાર વંચાય છે પણ ખરી. "હું ઇતિહાસ અને અર્થશાસ્ત્રનો ઉસ્તાદ છું. મ્હારી બી. એ. ની પરિક્ષામા મ્હને ૪૮ ટકા માર્કસ મળેલા. મેનેજર ભુરી પેન્સીલે લખે છે No Experience! બસ. જીન્દગીનો ઉત્તમમાં ઉત્તમ ભાગ, તન મનની ઉત્તમમા ઉત્તમ શકિત ખર્ચી ગ્રેજ્યુએટ થયો એ No Experience! દુનિયાને શું જોઇએ છે ? કોઇ કહેશે ?

"સાહેબ હું ત્હમારૂં કામ ઝપાટાભેર શીખી લઇશ"

"હું દિલગીર છું પણ ત્હમે સમજી શકશો કે મ્હારી ઓફિસ કંઇ બિન અનુભવીને કેળવવાની નિશાળ નથી" મેનેજરે છેલ્લો જવાબ આપી પટાવાળાને બોલાવવા ઘંટડી વગાડી. કેટલી મ્હેનતે ઇન્ટરવ્યૂ મેળવ્યો અને આ પરિણામ; ત્યારે અનુભવ એટલે શું ?

એટલું તો હવે ઘણાને સમજાયું છે કે જેને વ્યવહારિક દુનિયા અનુભવ કહે છે, તે અનુભવ, કોલેજોમાં કે સ્કૂલમાં નથી મળતો, એમ નિદાન વ્યવહારમાં મનાઇ રહ્યું છે. બ્હારની દુનિયા અને સ્કૂલ કોલેજની દુનિયા વચ્ચે, આ મતફેરી છે, ત્યાં સુધી તો ગમે તેટલી કેળવણી લીધી હોય, છતાં દુનિયાંની નિશાળમાંતો પ્રવેશક ધોરણથીજ દાખલ થવું પડશે. એવું ભણતર શું કામનું જેથી આવી કફોડી સ્થિતિ થવા પામે !

ભણતરની કિંમત ન સમજવાનો આરોપ વ્યવહાર ઉપર મૂકવો નકામો છે. વ્યવહારમાં હજારો ભણેલા પણ છે છતાં તાજા ભણી ઉતરેલા વિષે એ ભણેલાઓને પણ બહુ આકર્ષણ નથી રહ્યું......

ભણી ઉતરેલાઓ માટે પદીના પ્રમાણમાંજ વેતન મળતું હોય તો તે માસ્તરગીરીમાં. બી. એ. ને અમુક ને એમ. એ. ને કંઇ વધારે એવું એ ધંધામાજ છે. છતાં એમાં પણ કામગીરીની લાયકાત, ભણતર પર નહિ પણ તેજસ્વિતા ઉપર, Personality ઉપર આધાર છે. એ વાત ન ભૂલાવી જોઇએ.

આજના ભણી ઉતરેલા બધાજ જો તેજસ્વી નીવડે, બધાની Personality જ આકર્ષક હોય તો વ્યવહારની દુનિયા અને ભણતરની દુનિયા વચ્ચેનો આ તફાવત ઘટી જાય.

બધા ક્યાંથી તેજસ્વી હોય ! " વિતરતિ ગુરુઃ પ્રાજ્ઞે વિદ્યાં તથૈવ યથા જડે–" એ ખોટું કેમ હોય ?

કેળવણીકારોને એમ કરવાનું કે એ ખોટું છે એ પહેલાં નક્કિ ટ્દમજી લેશો ,ત્યારેજ કેળવણીનો ઉદ્ધાર થવો સંભવ છે.

અને આ વાત કહેવા માટેજ ઉપરનો ઉપોદ્‌ઘાત કરવો પડ્યો છે.

જૂના આદર્શો, અથવા આદર્શો ન હોવાનો આજસુધી નભી રહેલો આદર્શ, હવે બદલાવવાની જરૂર છે. પહેલાંતો આજના ભણી-ઉતરેલાઓ માટે શા શા અભિપ્રાય બંધાયા છે એની તપશીલવાર નોંધ લેવી ઘટે છે.

(૧) ભણેલાઓ ગણેલા નથી હોતા.

(૨) ભણતર ઘડતર નથી.

(૩) ભણતર પુસ્તકિયું છે, વ્યવહારચતુર નથી બનાવતું.

(૪) ભણેલાઓ " સ્વપ્નદ્રષ્ટા " બની જાય છે અને વાસ્તવિક દુનિયાના કડવા મીઠા સંજોગોમાં કાયને ઠેકાણે વિચાર કરવા બેસી જાય છે.

(૫) વિદ્યાવદાતં મુખમ્–ભણતરથી આવતી જોઇતી તેજસ્વિતા ભણેલાના મ્હોંપર નથી દેખાતી.

(૬) સ વિદ્યા યા વિમુક્તયે–ભણતર. આ વ્યાખ્યા સાચી પાડવાને બદલે, ભણેલાની સ્વાતન્ત્ર્યવૃત્તિજ ઓછી કરી નાંખે છે.

એક 'ડબલ' ગ્રેજ્યુએટે લેખકની માગણી સ્વીકારી નિખાલસભાવે નીચેનો કોઠો પોતાના વિષયમાં ભરી આપ્યો છે. એમાંની આંકણી ઉપલી હકીકતને સમર્થિત કરે છે.

| સો આંકમાંથી | | સો આંકમાંથી | |
|---|---|---|---|
| મગજની સ્થિરતા | ૨૦ | સ્વતન્ત્ર કલ્પનાશક્તિ | ૯ |
| આત્મશ્રદ્ધા | ૧૦ | નિશ્ચયાત્મકતા | ૫૦ |
| જાહેરજુસ્સો | ૫ | ઉત્સાહ | ૦ (૧૦૦) થોડીવાર |
| વ્યવસ્થા | ૫ | ગતિ નીતિ | ૨૫ |
| શીઘ્રકારિત્વ | ૦ | શારીરિક સંપત્ | ૩૫ |

નોંધ: નિખાલસના ૧૦૦ (આ કોઠો ભરવા માટેજ)

આપણા બધા ભણેલાઓ નિદાન પોતાની ખાનગી જાણ માટે આ કોઠા પ્રમાણે પોતાની આંકણી કરી લેશે તો પરિણામ બહુ જાણવાજોગ આવશે.

બહુજ નાની સંખ્યા તેજસ્વિ થવા સરજાઇ છે એ વિચાર પડતો મુકી એમ નક્કિ માનવું જોઇએ કે દરેકે દરેક બચ્ચું યોગ્ય કેળવણી પામે તો તેજસ્વિ બનીજ શકે. અને દરેક વિદ્યાર્થી આકર્ષક પરસનાલિટિ મેળવી શકે.

જેમ નબળાં અને રોગી બચ્ચાંને સશક્ત અને દૃઢ શરીરનું બનાવી શકાય છે તેમજ માનસિક રીતે નિર્બળ બચ્ચું પણ પ્રતિભાશાળી બની શકે છે.

દરેક બચ્ચાંના મગજમાં બીજરૂપે અમૂક શક્તિઓ ભરેલીજ છે. અમુક ન હોય તો તે અન્દર દાખલ કરી શકાય છે. નાનપણથીજ એ મગજની શક્તિઓને પોષનાર ઔષધ–ઉપાય થવા જોઇએ. એ ઉપાય યોજવાનું કામ કેળવણીકારનું છે. નિશાળ એ દરેક નિશાળીયાના મગજને ઉત્તમ બનાવવાનું સ્થાન છે. આરોગ્યશાસ્ત્ર જેમ સુદૃઢ શરીર બાંધી શકે છે તેમજ શિક્ષણશાસ્ત્ર એ ઉત્તમ માનસ ઘડી શકે છે.

શિક્ષણનો ઉદ્દેશ જ્ઞાન આપવાનો નથી, પણ ગમે તેવું અગમ્ય શાસ્ત્રપણ હસ્તામલકવત્ કરી શકે એવી માનસિક શક્તિ ખીલવવાનો છે. શિક્ષણ એ શિક્ષક ચાવે અને શિષ્ય વાગોળે એવી ક્રિયા ન હોવી જોઈએ. બધુંજ શિષ્ય કરીલે, શિક્ષક માત્ર સાક્ષીભૂત રહે, ઈશારાથી દિશા દેખાડે. એટલુંજ કરે. પુસ્તકોની અભગાઈથી બને તેટલો શિષ્યને દૂરરાખે અને જે જીન્દગીના અનુભવ રૂપે એ પુસ્તકો લખાયાં છે તે જીન્દગીમાંજ શિષ્યને રસ લેતો કરે એ ખરો શિક્ષક. ડગલે ને પગલે શિષ્યની બુદ્ધિની કસોટી થયા કરે, એની અવલોકન શક્તિ તીવ્ર બનતી જાય, ગ્રાહકવૃત્તિ સતેજ બનતી જાય અને એ પોતાની મેળેજ નવા નવા કોયડા ઉઠાવી એના ઉત્તરો ગમે તેટલી મ્હેનતે પણ શોધી કહાડે ત્યારેજ શિક્ષણનો ખરો ઉપયોગ થયો કહેવાય.

આજની કેળવણીની નિરૂપયોગિતાનું મૂલ, પુસ્તકાવલમ્બનની વૃત્તિ છે. ચારને પાંચે ગુણવાથી વીશ શામાટે થાય એ શિક્ષકો પણ માંડ કહી શકશે. ગુણાકાર એ આખરે સરવાળોજ છે એ વાત, એક પ વર્ષનાં બચ્ચાંએ કાંકરાવડે રમતાંજ શોધી કહાડી હતી. સ્કૂલોમાં ગણિતનાં પુસ્તકોને બદલે કાંકરાઓનો મહિમા વધશે ત્યારેજ દરેક વિદ્યાર્થી ગણિતમાં પૂરો નિષ્ણાત થઈ શકશે. જ્યાં સુધી શિક્ષકો, વિદ્યાર્થી પુસ્તકમાટે હોય એમ વર્તે અને પુસ્તકનેજ સરસ્વતી કહેવરાવે ત્યાસુધી ખરી કેળવણીનો આરંભજ નહિ થાય. પુસ્તકોની હાજરીથી શિક્ષક કેવળ ફોનોગ્રાફ બની જાય છે, શિષ્ય કેવળ ગોખણીયા બની જાય છે. અને વિદ્યા એ આંકડા અને અક્ષરનો જીવનવિનાનો બોજ બની જાય છે.

નિશાળોમાંથી પુસ્તકને કહાડી નાંખવાં એ તેજસ્વિ શિષ્યો નિપજાવવાનો પ્હેલો ઉપાય છે.

નિશાળોની દિવાલો તોડી નાંખવી એ એજ સાધનાનો બીજો ઉપાય છે. ૧૫×૧૮ ચોરસફુટના ઓરડામાં ચાલીશ છોકરાઓ બેશી કુદરતનાં કાવ્યો વાંચે એ કેલવણીગૃહને નહિ પણ દિવાનાખાનાને છાજે એવો પ્રયોગ છે. જેણે વિશાલ આકાશ નીચે પથરાયલાં ખેતરો નથી જોયા

જેણે ખળખળ વ્હેતી નદીમાં પડી રમત નથી કરી, જેણે ન્હાની મ્હોટી ટેકરીઓ ઉપર ચ્હડી ઉતરી ઉઝરડાથી કપડાં અને ચામડી નથીફાડી, તેને વર્ડસવર્થ સમજાવવાનું કાર્ય જો કેળવણીકાર કરે, તો એ પોતાનો અને વર્ગનો મિથ્યા વખતજ ગુમાવે છે. ખેતરોમાં આવલાડિયું રખડી આવનાર કોલેજની ત્રણ ટર્મમાં ન શીખાય તેટલું શીખી શકે છે. એ નિર્વિવાદ છે. લેખકે એમ. એ નો અભ્યાસ કરતા વિદ્યાર્થીને મ્હોયે સાંભળ્યું છે કે અકાર્યીત્ એ કૃધાતુનું 'એવરેસ્ટ'નું રૂપ છે. લેખકે પોતે રહેંકડો વિદ્યાર્થીનું શિક્ષકપદ્દ કર્યું છે પણ એને સામાન્ય ઝાડપાનની ઓળખ નથી તો અનાજ અને બીયાના દલાલ પાસે તો એ અભણજ દેખાય એમાં નવાઈ શી ! લેખકે ૧૪ વર્ષની, કોન્વેન્ટમાં ભણતી છોકરીને, બકરી માનીગાયના વાછડાને પંપાળતી જોઈ છે. કેળવણી તો, રઝળી !, રખડીને, નિરખીને. પુછીને. જાણી !, અનુભવીને મેળવવાની છે—બાંકડા પર ૧૦ાા થી ૫ એમ પન્દર વર્ષસુધી બેશીને નહિ. નિશાળોની દિવાલ ભણવા નહિ પણ જાણેલું જોયેલું નીરાતે ચરચાવા સારૂંજ જોઇયે. ખરી નિશાળ આકાશ નીચે છે દિવાલવાળી નિશાળો તે કેવળ કારખાનાં છે જેમાંથી આજના કેળવાયેલાજેવી વસ્તુઓ જથ્થાબંધ બનીને નીકળે છે.

સો શિક્ષકોને વર્ગચાલતાં પુછી જુઓ કે કેળવણીનો વિષય શો છે ! સો એ સો કહેશે કે ગણિત છે, ઇતિહાસ છે કે ભૂગોળ છે કે સાહિત્ય છે કે અર્થશાસ્ત્ર છે. આ જવાબજ દેખાડે છે કે શિક્ષકો બધા અંધાજ છે, અને કેળવણી, 'એતો અન્ધેનૈવ નીયમાના યથાન્ધાઃ' વાળો સમ્પ્રદાય છે. કેળવણીનો વિષય તો વિદ્યાર્થી પોતે છે. જેમ શરીર કસવામાટે દંડ, બેઠક, મગદળ, પેરેલલ બાર ડમ્બબેલ વિગેરે છે તેમ મગજ કસવા માટે ગણિત અને ઇતિહાસ અને ભૂગોળ અને સાહિત્ય અને અર્થશાસ્ત્ર વિગેરે છે.

સાધ્ય શું છે અને સાધન શું છે એ નક્કિ કર્યા પછી કેળવણીની દિશા સમજાશે એ દેખીતું છે.

વળી જ્ઞાનનું દાન જીજ્ઞાસુનેજ અપાય એ વાતપણ સ્પષ્ટ સમજાવી જોઇએ. શિક્ષકોની ફરજ જીજ્ઞાસા ઉત્પન્ન કરવાની છે. નિશાળોમાં

એવો સખ્તકાયદો થવો જોઇએ કે જ્યાંસુધી વિદ્યાર્થી આવીને પોતે સ્હામેથી કોઇ વાત વિષે સવાલ ન પુછે કે ખુલાસો ન માગે ત્યાં સુધી કોઇ પણ શિક્ષકે મ્હોં ન ખોલવું અને જ્યારે સવાલ પુછે ત્યારે પણ સીધો ઉત્તર ન આપતા શિષ્ય ઉત્તર શોધી કહાડે એવાજ સંયોગો ઉત્પન્ન કરવા.

મગજની કસોટી તોજ થશે. વિદ્યાર્થીનું જ્ઞાન સ્વયમુપાર્જીત હશે, વાસ્તવિક હશે, એની તર્કશકિત તેજ હશે, અવલોકનશકિત તીવ્ર હશે, સ્વતન્ત્ર કલ્પના સહજ બનીજશે, અને જતે દહાડે કસરત-બાજ સુદ્રઢશરીર પેઠે એનું માનસ પણ સુદ્રઢ બનશે. એ ખરો ભણેલો બનશે. એ દુનિયાથી નહિ ડરે દુનિયા એનો ઉપયોગ કરવા આતુર રહેશે. આજે દરેક ધંધામાં Trained Hand ઘડેલોમાણસ જોઇયે છે. જ્યારે યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ–કોથળાનીપેઠે નકામી તારીખો, હકીકતો અને આંકડાથી ભરેલો નહિ પણ–ઘડેલો બનશે ત્યારે એ સમાવર્તન પછી ટૂંકે વખતમાં દુનિયાને પોતાની ઉપયોગિતાનું ભાન કરાવી શકશે અને યોગ્ય બદલો મેળવી શકશે.

આ બધું થશે ત્યારે " ભણીઉતર્યા હવે શું ?" નહિ પુછાય. બાકી હાલ ચાલે છે એમજ ચાલ્યા કરશે તો–ગમે તેટલી વિદ્વત્તા પણ, સરસ્વતીચંદ્રને સ્વપ્નાં જોતાજ બનાવશે કે જ્યારે વ્યવહારપંડિત માનચતુર હથિયાર બાંધી બ્હારવટિયા પુંઠે ધાશે ત્યારે ભણેલા ચંદ્રકાન્ત-પાસે નિબંધ લખી નાખવા જેટલીજ શકિત રાખશે.

મનશંકર પીતામ્બરદાસ મ્હેતા.

# આન્હિકમીમાંસા.

( ગયા અંકથી ચાલુ )

## ૯ આધુનિક વિજ્ઞાનનું વલણ.

આધુનિક વિજ્ઞાનવિદ્યા સ્થૂલ શરીરથી પૃથક્ આધ્યાત્મિક શરીરનો સ્વીકાર કરતી નથી. અંતઃકરણની મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારાદિ જે શક્તિઓ છે અને તેઓની જે ક્રિયાઓ છે તે માત્ર મસ્તિષ્કનીજ ક્રિયાઓ છે, એમ તેનો સામાન્ય સિદ્ધાન્ત છે. અને તેથી અંતઃકરણને કેળવવા તે સિધ્ધાન્તને અનુરૂપ પધ્ધતિઓ ઉપજાવતા જાય છે. છતા અંતઃકરણની કેટલીક ક્રિયાઓનો તેમજ અનુભવોનો તેથી કંઇ ખુલાસો થઇ શકતો નથી, એમ તો તેને પણ કબુલ કરવું પડે છે.

હવે તે વિદ્યાએ આગળ ધપવા માંડ્યું છે. પોલ બોસફીલ્ડ અને ડબલ્યુ. આર. બોસફીલ્ડ નામના બે વિદ્વાનોએ હમણાંજ 'અંતઃકરણ અને તેની યાંત્રિક રચના'– એ નામનું એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે.

---

* ब्राह्मवैष्णवरौद्रसावित्रमैत्रवारुणैः तल्लिङ्गैर्चयेत् ॥ અર્થાત્ બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર સવિતા, મિત્ર અને વરૂણ–એ છ દેવોની ને તે દેવોનો જેમાં સ્પષ્ટ ઉલ્લેખ કર્યો હોય, તેવા વૈદિક મંત્રોથી પૂજા કરવી." તેના ઉપર હરિહરાચાર્યનું ભાષ્ય છે. તેઓ કહે છે કે ને તે દેવોની જલમાં ભાવના કરી આવાહનાદિ ઉપચારોએ પૂજા કરવી. જુઓ કાત્યાયન પરિશિષ્ટ સ્નાન સૂત્રકાંડનું ભાષ્ય. હાલમાં તે છ દેવોને બદલે ગણપતિ. શંકર વિષ્ણુ. શક્તિ અને સૂર્ય એ પંચદેવોનું પૂજન કરવાનું સ્મૃતિઓમાં અને પુરાણોમાં કહેલું છે.

(આ ફુટ નોટ ગયા અંકના ભાગની છે.)

તેમાં તેઓએ સ્થાપિત કર્યું છે કે– અંતઃકરણ સ્થૂલ શરીરથી કેવલ ભિન્ન છે, તેની રચના પણ ભિન્ન છે તેમજ તેનાં અણુઓ અને પરમાણુઓ પણ ભિન્ન છે. જીવનવિદ્યા ( Biology ) પ્રમાણે સ્થૂલ શરીરનું સજીવ અણુ પ્રોટોપ્લેઝમ (Protoplasm) કહેવાય છે. તેમાં મુખ્યતઃ પ્રોટીન ( Protein ) એટલે પોષક પદાર્થ રહેલો છે અને તે પોષક પદાર્થનાં અણુઓ ઇલેક્ટ્રોન ( Electron ) તથા પ્રોટોન ( Proton ) નાં બનેલાં છે. ત્યારે અંતઃકરણનો સૂક્ષ્મપદાર્થ તેથી તદ્દન જૂદોજ છે, તેનું નામ તેઓએ સાઇકોપ્લેઝમ ( Psychoplasm ) આપ્યું છે. તે સાઇકોપ્લેઝમ જેને આપણે મનાણુનું નામ આપી શકીયે.– તે મનાણુઓ જે તત્ત્વનાં બન્યા છે, તેનું તેઓએ સાઇકોન (Psychon) નામ આપ્યું છે. એટલુંજ નહિ પણ તેઓએ સ્પષ્ટ જણાવ્યું છે કે– તે મનાણુઓ અપાર્થિવ ( *Immaterial* ) છે, સ્થૂલ શરીરનાં અણુઓની જેમ પાર્થિવ ( Material ) નથી. કદાચ વિજ્ઞાનવિદ્યા હજુ પણ આગળ વધશે અને સહસ્રો વર્ષ પહેલાં આપણા ઋષિઓએ પ્રગટ કરેલું સત્ય સિદ્ધકરી બતાવશે કે– સ્થૂલ શરીર પંચીકૃત પંચમહાભૂતોનું બનેલું છે. અર્થાત્ તે સત્ય જાણનાર સૂક્ષ્મ જગતનાં રહસ્યો સમજનાર ઋષિમુનિઓએ માનસિક વિકાસ માટે જે જે કર્મોની અને ઉપાસનાની યોજના કરી છે, તે નિરર્થક નથી બાલચેષ્ટા નથી, એ વૈજ્ઞાનિકો એક દિવસ સિધ્ધ કરી બતાવશે.

### ૧૦ સ્નાનની આવશ્યકતા.

જો બ્રાહ્મણ વર્ગમાંથી ઉત્તમ વર્ગમાં જવું હોય, જો બ્રહ્મવર્ચસની સંપ્રાપ્તિ કરવાની અભિલાષા હોય, તો ગમે તે ભોગે પણ તે રહસ્યાનુસાર યોજાએલો અભ્યાસ કરવોજ જોઇએ. સ્નાન, સંધ્યા અને પંચમહાયજ્ઞો–તેનો પેહેલો ક્રમ છે. તેનું રહસ્ય સમજીને તેનું યથાર્થ અનુષ્ઠાન કરવાથીજ ઉપરના વર્ગમા જવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે.

× 'The Mind and Its Mechanism' by Paul Bousfield and W. R. Bousfield, reviewed in Times of *India*, 17-6-1927 Friday P. 5.

સ્નાનથી ત્વચાનાં છિદ્રો ખુલ્લાં થાય છે, અને તે દ્વારા પ્રાણવાયુ એટલે ઓકસીજન ( Oxygen ) રક્તમાં દાખલ થાય છે. અને તેથી રક્ત સંક્રમણનો વેગ વધે છે, તેમાં રહેલો મલ છૂટો પડી મલાશયમા એકઠો થાય છે. અને તેમ થવાથી પાચકપીતરસ (Gastric juice) ઉત્પન્ન થાય છે, જે પાચકપીત અન્નપાચન કરવામાં બહુ ઉપયોગી તત્વ છે. તેટલા માટે ભોજન કરવા પહેલા સ્નાનની આવશ્યકતા પાશ્ચાત્ય ડોકટરો દર્શાવે છે, છતા તેની અસર પણ આજની સમાજ ઉપર થતી નથી, ત્યારે કારણ કાર્યની શૃંખલા દર્શાવ્યા વિના આજ્ઞા કરનાર ઋષિમુનિઓની આજ્ઞાઓનો છડેચોક અનાદર થાય, તેમા આશ્ચર્ય શું છે? છતાં ઉષઃકાળમા ઉઠવું, સ્નાનાર્થે ગામની બ્હાર જ્યા ચોકખી અને તાજી હવા ભરાઈ હોય, તે સ્થળે જવું. ત્યાં વહેતી નદીના નિર્મળ જળમાં અથવા સરોવરના શાન્ત જળમા સ્નાન કરવું, તેથી સ્થૂલ શરીરના આરોગ્યની વૃધ્ધિમાં કેટલો બધો લાભ છે તેની કોનાથી ના કહી શકાશે? કદાચ મુંબઇ કલકત્તાદિ પ્રચંડ વિશાલ નગરોમાં તેવો લાભ અલભ્ય હોય, તોપણ ઘરમાં બેઠાં બેઠા પણ જેટલો લાભ લઇ શકાય, તેટલો લાભ શામાટે ન લેવો ! છતાં એ તો સુનિશ્ચિત છે કે સ્નાનથી માત્ર મલાપકર્ષણનો લાભ થાય છે, એટલુંજ નહિ પણ સ્નાન ક્રિયામાં મંત્રોચ્ચારવડે માર્જનતર્પણાદિ ક્રિયાઓ કરવામાં આવે છે. અને દેવ દેવીઓની ભાવના કરવામાં આવે છે, તે મંત્રોચ્ચારથી, ક્રિયાઓથી અને ભાવનાઓથી જે અપૂર્વ ઉત્પન્ન થાય છે, તેથી અંતઃકરણની પણ શુધ્ધિ થાય છે અને વિશેષ યોગ્ય-સાધ્ય વૈદિક ક્રિયાઓ કરવાની પાત્રતા પ્રાપ્ત થાય છે. ભોજન કરવું, તે પણ જીવ્હાના સ્વાદની તૃપ્તિમાટે કે ઉદરનો ખાડો પુરવા માટે નથી. પંચપ્રાણોને આહુતિઓ આપી ભોજન કરવાથી શરીરમાં જે શક્તિનો સંચય થાય છે, તેથી અખિલવિશ્વને ઉપકારક થઇ શકાય છે. એવો ભોજન કરવામાં હેતુ સમાયેલો હોવાથી, તે પણ એક વૈદિક કર્મ છે

* અને હરકોઇ વૈદિક કર્મ કરતાં પહેલા સ્નાનની આવશ્યકતા સ્પષ્ટ સિધ્ધ છે.

## ૧૧ સંધ્યોપાસના એટલે ગાયત્રીની વૈદિક ઉપાસના.

વિધિપૂર્વક સ્નાન કર્યા પછી સંધ્યોપાસનાનો ક્રમ આવે છે. સંધ્યા એટલે શું ? કેટલીકવાર સંધ્યા કરવી ? શામાટે કરવી? વગેરે પ્રશ્નપરંપરા ઉપસ્થિત થાય છે. સંધ્યા' શબ્દની બે રીતે વ્યુત્પત્તિ કરવામાં આવી છે. એક વ્યુત્પતિ ત્રીજા ગણના **धा** ધાતુ ઉપરથી કરવામાં આવે છે.**संधीयते यत्र सा संध्या।** જે સમયમાં દિવસ અને રાત્રીની, સવાર અને સાંજની સંધિ થાય છે તે સંધ્યા. સૂર્યોદય પહેલા અને સૂર્યાસ્ત પછી દિવસ અને રાત્રીની સંધિ થાય છે અને બપોરના બાર વાગતે સવાર અને સાંજની (પૂર્વાહ્ણ અને અપરાહ્ણની) સંધિ થાય છે; માટે તે ત્રણે કાળો સંધ્યાકાળ કહેવાય છે. તે કાળમાં બહિર્જગતમાં પણ પ્રાણ અન અપાનની ક્રિયા સમાન થાય છે, તેથી ચિત્તવૃત્તિ શાંત થઇ એકાગ્ર થવાને યોગ્ય થાય છે; તેજ કારણથી તે ત્રણે કાળોમા સંધ્યોપાસના કરવાની આવશ્યકતા કહી છે. બીજી વ્યુત્પત્તિ પેહેલા ગણના **ध्यै** ધાતુ ઉપરથી કરવામાં આવે છે. **संध्यायते** એટલે સારી રીતે જેનું ધ્યાન ધરવામાં આવે છે, તે સંધ્યા દેવતા. અર્થાત્ સંધ્યાકાળમાં ઇષ્ટદેવની સાથે તન્મયતા કરવી, તે સંધ્યા શબ્દનો વિવક્ષિતાર્થ છે. અને તેટલાજ માટે ઉપાસના અથવા યોગ સાધનામા એટલે જે જે કર્મોમાં ચિત્તની એકાગ્રતાની અને શાંતિની આવશ્યકતા હોય છે, તે તે કર્મોમાં સંધ્યાકાળની આવશ્યકતા કહી છે. કાલલોપ થવાથી ધારેલું ફળ મળતું નથી. અને તેથીજ કાલલોપને માટે પ્રાયશ્ચિત્ત કરવાની એટલે અંતઃકરણમાં તે પ્રમાદ માટે પૂરેપૂરો પશ્ચાત્તાપ કરવાની અને ફરીથી તેમ નહિ કરવાની પ્રતિજ્ઞા કરવાની ધર્મશાસ્ત્રોએ આજ્ઞા કરી છે.

---

*ભોજન કરવામાં વૈશ્વાનરની ઉપાસના કરવાનો કેવી રીતે હેતુ રહ્યો છે અને વૈશ્વાનરની ઉપાસનાથી અખિલ વિશ્વ ઉપર શીરીતે ઉપકાર થઇ શકે છે, તે વિષે જુઓ છાંદોગ્યોપનિષદ અ. ૫ ખંડ ૧૮ થી ૨૪ મા સુધી.

સંધ્યોપાસનમાં કાત્યાયન ઋષિએ ૧. આચમન, ૨ પ્રાણાયામ, ૩ અર્ધ્યપ્રદાન ૪ ઉપસ્થાન અને ૫ ગાયત્રીજપ–એ પાંચ કર્મો કરવાની આવશ્યકતા દર્શાવી છે. કાત્યાયન પછી થયેલા ધર્મશાસ્ત્રકારોએ સંધ્યોપાસનામાં કેટલીક તાંત્રિક ક્રિયાઓ ભેળવી છે. તે પૈકી ન્યાસ, માર્જન, અવાહન, અંબુપ્રાશન, અને અઘમર્ષણની ક્રિયાઓ ઉપયોગી છે. સૂક્ષ્મદષ્ટિથી નિરીક્ષણ કરશું તો જણાશે કે સંધ્યોપાસનાની ક્રિયામા બે ભાગો રહ્યા છે. પેહેલો ભાગ આચમનથી અઘમર્ષણ સુધીનો છે. અને તે કેવળ કર્મરૂપ છે. બીજો ભાગ અર્ધ્યપ્રદાનથી ગાયત્રીજપ-સુધીનો છે, અને તે શુધ્ધ ઉપાસના રૂપ છે. તે બન્ને ક્રિયાઓનું સંમિશ્રણ એવી યુકિતથી કર્યું છે કે–તેમા યોગશાસ્ત્રના યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન અને ધારણાનો સમાવેશ કર્યો છે. એક સંધ્યોપાસનાજ જો કોઈ પણ ગૃહસ્થ આચરણ કરે તો તે યોગ શાસ્ત્રનાં એ સાતે અંગો સહજ સિધ્ધ થઇ શકે. પરંતુ આધુનિક સમયમાં જ્યારે આવાં આવશ્યક કર્માનુષ્ઠાનનો અનાદરજ થતો હોય, ત્યા તેનાં રહસ્યના જ્ઞાનપૂર્વક અનુષ્ઠાનની તો આશાજ શી રીતે રાખી શકાય?

હવે આચમનથી અઘમર્ષણનો ભાગ તપાસીએ. માર્જન અને ન્યાસથી શરીરમાં આલસ્ય દૂર થઈ વિદ્યુત્-શકિત અથવા પ્રાણશકિત જાગ્રત થાય છે. પ્રાણાયામના તો એટલા બધા લાભો છે કે તેનું યથાર્થ વિવેચન કરવાનો અત્ર પ્રસંગ નથી. એટલુંજ કહેવું બસ છે કે–પ્રાણનું એટલે જીવનશકિતનું સમીકરણ કરવાથી શરીરમાં કોઇ પણ વ્યાધિ ઉત્પન્ન થતો નથી. આવશ્યક બનેલો સંચય રક્ષા કરે છે, ઓજસ્ અને તેજસ્‌ની વૃધ્ધિ થાય છે, અંતઃકરણની વૃત્તિઓ સ્થિર થાય છે અને એકાગ્ર થવાને યોગ્ય થાય છે. સંક્ષેપમા પ્રાણાયામ–એ યોગનો અને ઉપાસનાનો પાયો છે. પ્રાણાયામથીજ સમાધિ પણ સિધ્ધ થઇ શકે છે. આસનના પણ ઓછા લાભો નથી, કોઈ પણ યોગશાસ્ત્રના ગ્રંથ ઉપરથી તેની આવશ્યકતા સમજી શકાશે. ત્યારે યમ અને નિયમ કઇ ક્રિયાઓમાં રહેલ છે ? યમ એટલે ઇંદ્રિયનિગ્રહ અને નિયમ એટલે મનોનિગ્રહ–તે બે અંગો અંબુપ્રાશન અને અઘમર્ષણની ક્રિયાઓમાં

સમાવ્યાં છે. મનુષ્ય ભૂલને પાત્ર છે; લોભ અને લાલચથી તેનાથી જાણતાં કે અજાણતાં કંઈ નાનાં કે મોટાં પાપો થઈ જાય છે. તેવી થયેલી ભૂલો માટે પશ્ચાત્તાપ કરવાનો અને ફરીથી તેવી ભૂલો નહિ કરવાનો વિધિ તે બે કર્મોમાં સામાવ્યો છે. પરંતુ સંધ્યોપાસના કરનાર કયો બ્રાહ્મણ તે બે કર્મોનું રહસ્ય સમજે છે ? અને કદાચ સમજતો હોય તો તેનો બરાબર અમલ કરે છે ? જો તેનો અમલ કરવામાં ન આવતો હોય તો માત્ર તે મંત્રો ભણી જઇને જળવ્યય કરવાનો શો અર્થ છે ? અર્થાત્ આચમનથી અઘમર્ષણ સુધીની ક્રિયા અંતઃકરણને નિર્મલ કરે છે અને ઉપાસનાને પાત્ર કરે છે.

બીજો ભાગ અર્ઘ્યપ્રદાનથી ગાયત્રીજપ સુધીનો છે; અને તે ભાગ વસ્તુતઃ સંધ્યોપાસનાનોજ છે. સંધ્યા એટલે શું ? સંધ્યોપાસનામાં કયા દેવની ઉપાસના વિવક્ષિત છે ? સંધ્યા એટલે ગાયત્રી એમ વ્યાસજીએ સ્પષ્ટ કર્યું છે. તે સંધ્યાનાં ત્રણ કાળમાં ત્રણ નામો આપવામાં આવ્યાં છે. પ્રાતઃકાળમાં ગાયત્રી, મધ્યાન્હે સાવિત્રી અને સાયંકાળે સરસ્વતી.× ત્યારે હવે ગાયત્રીમાં કોનું ધ્યાન ધરવામાં આવે છે અને શી યાચના કરવામાં આવે છે ? **सवितुर्देवस्य वरेण्य भर्गो धीमहि।** – સવિતા દેવના ઉત્તમ તેજનું ધ્યાન ધરીએ છીએ એમ સ્પષ્ટ કહેવામાં આવ્યું છે. **धियो यो नः प्रचोदयात्** ।– અમારી બુદ્ધિ તે નિર્મલ કરે અને વિકસિત કરે, તેટલીજ યાચના કરવામાં આવે છે. સવિતા એટલે જેમાંથી સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે, તે ઇશ્વર. આપણી આખી સૂર્યમાળા પ્રત્યક્ષ સૂર્યમાંથી ઉત્પન્ન થઈ છે, તે આધુનિક ખગોળ વિદ્યાએ સિદ્ધ કર્યું છે. ત્યારે તે સૂર્યરૂપ સ્થૂલ શરીરમાં રહેલ ઇશ્વરનું તેજ અર્થાત પરમેશ્વર તેજ ગાયત્રીમાં કહેલ સવિતાનું વરેણ્ય ભર્ગ. કોઇ તેને બ્રહ્મા કહે છે, કોઈ વિષ્ણુ કોઈ પરમેશ્વર અને કોઇ

× **गायत्री नाम पुर्वान्हे सावित्री मध्यमे दिने ।**
**सरस्वती च सायान्हे सैषा संध्या त्रिपु स्मृता**–વ્યાસ
**या संध्या सा तु गायत्री द्विधा भूत्वा प्रतिष्ठिता ।**
**संध्या ह्युपासिता येन विष्णुस्तेन ह्युपासितः**–યાજ્ઞવલ્કય

તેને નારાયણ કહે છે. પરંતુ તે સઘળા વાચક શબ્દોનો તાત્પર્યાર્થ એક વાચ્યરૂપ પરમેશ્વરમાંજ છે. બ્રાહ્મણે તેનુંજ ધ્યાન ધરવું જોઇએ. તેનીજ સાથે તન્મયતા કરવી જોઇએ. તે સિવાય તેને યાચવાનું પણ શું છે? હા, બુધ્ધિમા રહેલ મલ બુધ્ધિમાં રહેલ જડતા, બુધ્ધિમા રહેલ પાપી સંસ્કારો, વાસનાઓ–એ સર્વનો નાશ કરવાની અને જ્ઞાનરૂપી પ્રકાશ વ્યાપ્ત કરવાની તેની પ્રજ્વલંત કામના હોવીજ જોઇએ. અને તેથી જો કંઇ પણ યાચના કરવી હોય, તો તેજ યાચના થઇ શકે. બુધ્ધિનો અધિષ્ઠાતા હિરણ્યગર્ભસુકત ( ઋ. મં ૧૦ સુ. ૧૨૧ ) નો હિરણ્યગર્ભ તેજ પુરૂષસુકત ( ઋ. મં. ૧૦ સુ. ૯૦ તથા સ. ૫. અ. ૩૧ ) નો પુરૂષ છે. તેજ અંતર્યામી સુત્રાત્મા છે અને તેજ પરમેશ્વર છે. અર્થાત્ બુધ્ધિના વિકાસ માટે પણ હિરણ્યગર્ભ અથવા પરમેશ્વરની ઉપાસનાજ યોગ્ય છે. તાંત્રિક શાસ્ત્રોમાં સવિતા દેવના વરેણ્યભર્ગનો અર્થ ઇશ્વરની શક્તિ કર્યો છે અને એ રીતે તે શાસ્ત્ર પ્રમાણે ગાયત્રી દેવની ઉપાસના કરવામાં આવે છે. પરંતુ અગ્નિની દાહક શક્તિ અને અગ્નિ પોતે– એ બન્ને શું જુદા જુદા રૂપો છે? શક્તિમાન અને શક્તિ એકજ છે. તે રીતે જોતાં તાંત્રિક શાસ્ત્રમા પણ ગાયત્રીની ઉપાસનામાં ઇશ્વરનીજ ઉપાસના કરવામાં આવે છે. વ્યાસજીએ અને શંકરાચાર્યે વરેણ્યભર્ગનો અર્થ પરમ તત્ત્વ એટલે પરમાત્મા અથવા પરબ્રહ્મ કર્યો છે. તે પરમાત્મા સાથે આત્માનું અનુસંધાન કરવું. તેજ ગાયત્રીની અથવા સંધ્યાની ઉપાસનાનું પરમ પ્રયોજન છે. * તૈત્તિરીય બ્રાહ્મણમાં તો સ્પષ્ટ કહ્યું છે કે–

---

* न भिन्नां प्रतिपद्येत गायत्रीं ब्रह्मणा सह ।
सोऽहमस्मीत्युपासीत विधिना येन केनचित् ॥ વ્યાસ
सर्वव्यापिमर्थप्रकाशकसर्वोत्कृष्ट नित्यमुक्तमात्मरूपं सच्चिदानन्दात्मकं यदोंकारवाच्यब्रह्म तदहमस्मीति गायत्रीमंत्रस्यार्थः ॥

જુઓ ગાયત્રીમંત્ર ઉપર શાંકરભાષ્ય, તત્ત્વવિવેચક મંડળ તરફથી પ્રગટ થયેલ સાયણભાષ્ય સહિત ઋગ્વેદસંહિતા, ભાગ ૩ પૃ. ૩૪૬–૪૭.

उद्यन्तमस्तं यान्तमादित्यमभिध्यायन् कुर्वन् ब्राह्मणो
विद्वान् सकलं भद्रमश्नुते ॥ असावादित्यो ब्रह्मेति
ब्रह्मैव सन् ब्रह्माप्येति । य एवं वेद ॥

"ઉદય પામતા અને અસ્ત થતા, આદિત્યનું એકાગ્ર વૃત્તિથી ધ્યાન ધરનાર અને તેનું રહસ્ય સમજીને કર્મ કરનાર બ્રાહ્મણ તે કર્મનું સઘળું ફળ પ્રાપ્ત કરે છે." "આ આદિત્ય બ્રહ્મ છે" એ રીતે દૃઢ-ભાવના કરનાર ઉપાસક બ્રહ્મરૂપજ થાય છે." આ ઉપરથી સ્પષ્ટ સિધ્ધ થાય છે કે-હજારો વર્ષ પહેલાં આપણા ઋષિમુનિઓ સંધ્યાનું બલ સમજતા હતા અને તેના અનુષ્ઠાનથી મોક્ષ સુધી પોહોચતા હતા.

તેનું પરિણામ પ્રાપ્ત કરવાને અર્ધ્યપ્રદાનમા પ્રત્યાહાર, ઉપસ્થાનમાં ધ્યાન અને ગાયત્રીજપમાં ધારણા—એ યોગનાં ત્રણ અંગોનો સમાવેશ કરવામાં આવ્યો છે. અર્ધ્યપ્રદાનમાં ગાયત્રીમંત્રથી ગાયત્ર્યન્તર્ગત ઇશ્વરનું માનસિક ભાવનાથી પૂજન કરવામાં આવે છે અને ત્યાર પછી ઉપસ્થાન કર્મમાં તે ઇશ્વરનું હૃદયમા ધ્યાન ધરવામાં આવે છે. એ રીતે હૃદયમાં પ્રગટ થયેલ ઇશ્વરને ટકાવી રાખવા છેવટે ગાયત્રીનો જપ કરવામાં આવે છે. જપ એટલે રટણ. પરંતુ તે જપ ઉન્મત્ત પ્રલાપ નથી. અંતઃકરણમા ઇષ્ટદેવનો ઉદય થયા પછી જ્ઞાનપૂર્વક અને ભાવનાપૂર્વક કરવામાં આવતું રટણ છે. ઉત્કટ શ્રધ્ધાથી રટણ કરનાર જેનું રટણ કરે છે, તે તદ્રૂપ થઈ જાય છે; તેવા અનેક દૃષ્ટાંતો નોંધાયા છે; તે પૈકી વાલ્મીકઋષિનો દૃષ્ટાંત સુપ્રસિધ્ધ છે.

એ રીતે નિત્ય સંધ્યોપાસના કરવાથી હૃદય કેવળ નિષ્પાપ થાય છે, અંતઃ અને બહિઃ વ્યાપી રહેલ પરમાત્માનું સર્વત્ર દર્શન થાય છે, અને તેમ થવાથી સર્વાત્મભાવ પ્રાપ્ત થાય છે. તેજ સંધ્યોપાસનાનો મુખ્ય ઉદ્દેશ છે.

## ૧૨ પંચમહાયજ્ઞ એટલે વિશ્વસેવા.

સંધ્યોપાસનાથી એ રીતે સર્વાત્મભાવ જાગ્રત કર્યા પછી તે સર્વાત્મભાવ આચારમાં શી રીતે મૂકી શકાય, તેનું શિક્ષણ આપવાના ઉદ્દેશથી ત્રિકાલદર્શી ઋષિઓએ પંચમહાયજ્ઞની યોજના કરી છે.

સંધ્યોપાસનામાં કર્મ અને ઉપાસનાનો સમુચ્ચય કર્યો છે, ત્યારે પંચમહાયજ્ઞમાં કર્મ અને જ્ઞાનનો સમુચ્ચય કર્યો છે. પંચમહાયજ્ઞ એટલે વિશ્વસેવા. વિશ્વસેવાની ભાવના ઉત્પન્ન કરવી અને તે ભાવના જીવનમાં ઉતારવી, તેજ પંચમહાયજ્ઞનો હેતુ છે. ત્યારે પંચમહાયજ્ઞો એટલે શું? તેનો ઉદ્દેશ શો છે? શા રીતે વિશ્વસેવાની ભાવના તેમાંથી ઉત્પન્ન થાય છે?

સ્મૃતિકારોએ તથા ગૃહ્યસૂત્રકારોએ ૧ બ્રહ્મયજ્ઞ, ૨ દેવયજ્ઞ, ૩ ભૂતયજ્ઞ, ૪ પિતૃયજ્ઞ અને મનુષ્યયજ્ઞ એ પાંચ યજ્ઞોને મહાયજ્ઞો કહ્યા છે. ગૃહસ્થોના ઘરના રસોડામાં પાણીયારામાં, ખાડણીયામાં પુંજો વાળતાં અને ઘંટીમાં, જાણતાં અજાણતાં ક્ષુદ્ર જીવજંતુઓનો હમેશા સંહાર થાય છે, તે પાપના પ્રાયશ્ચિત્ત માટે પંચમહાયજ્ઞોના નિત્યાનુષ્ઠાનની સ્મૃતિકારોએ આવશ્યકતા દર્શાવી છે.* પરંતુ એ પંચમહાયજ્ઞોનું મૂળ તપાસતાં કંઇ જૂદુંજ કારણ માલુમ પડે છે. સ્મૃતિના પહેલાંના ગૃહ્યસૂત્રોમાં પંચમહાયજ્ઞ અથવા વૈશ્વદેવનો વિધિ કહેલો છે, તેમાં સ્મૃતિકથિત હિંસાદોષના પ્રાયશ્ચિત્તનું સૂચન પણ કર્યું નથી. ગ્રંથો પૈકી શતપથબ્રાહ્મણમાંજ તેનું સવિસ્તર વિવેચન જોવામા આવે છે. તેમાં તેમજ ઋગ્વેદસંહિતા જેમાંથી તેનું પ્રાચીનતમ મૂળ મળી આવે છે તેમાં તો સ્પષ્ટ કહ્યું છે કે—ગૃહસ્થ પોતાના ભોજન માટે જે રસોઇ કરે તેમાંથી દેવ, પિતૃ, મનુષ્ય અને બીજા પ્રાણીઓને જમાડયા પછીજ, જે જે શેષ ભાગ રહે, તેમાંથી તેણે પોતાનો નિર્વાહ કરવો. પારસ્કર ગૃહ્યસૂત્રના 'પૃષ્ઠોદિવિ' વિધાનમાં કહ્યું છે કે **"एवं कृतेन वृथापाको भवति । न वृथापाकं पचेत् । न वृथा पाकमश्नीयात् ॥** દેવ પિતૃ મનુષ્ય અને બીજાં પ્રાણીઓને જમાડયા પછી પોતાના કુટુંબને જમાડીને ગૃહપતિ નિત્ય ભોજન કરવાનો રિવાજ રાખે તો, તેની રસોઈ નિષ્ફલ થતી નથી; ખરેખર, ગૃહસ્થે કદી પણ વૃથા પાક કરવો નહિ અને વૃથા પાક જમવો નહિ."÷

* મનુસ્મૃતિ અ. ૩ શ્લોક ૬૯, ૭૦, ૭૧. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ અ. ૧ પ્ર. ૫. શ્લોક ૧૦૧, ૧૦૨.

શતપથ બ્રાહ્મણમાં કહ્યું છે કે-"तस्मादु स्वादिष्टं गृहपतिः पुर्वोऽतिथिभ्योऽश्नीयात् અતિથિઓને જમાડયા પછી બાકી રહેલા અન્નમાંથી ગૃહપતિને જે રૂચે, તેનું તેણે ભોજન કરવું, પછી ગૃહપત્નીએ ભોજન કરવું." ઽ પરંતુ આ પંચમહાયજ્ઞનું મૂલ ઋગ્વેદના દશમાં મંડલમાં દાનમહિમાનું સૂક્ત છે, તેમાં જોવામાં આવે છે. તેમાં તો સ્પષ્ટ કહ્યું છે "કદાચ કોઈ ગૃહસ્થ પોતાની બધી રસોઇ બીજાને આપી દે અને તેને ભુખ્યા રહેવાનો વખત આવે તો તેથી તે મરી જતો નથી. ઘણું કરી મોત તો બહુ ખાનારનેજ આવે છે. એ રીતે દાન કરવાની આવશ્યકતા તો અનેક દ્રષ્ટિથી ઉહાપોહ કરીને કહે છે કેઃ

मोघमन्नं विन्दते अप्रचेताः ।
सत्यं ब्रवीमि वध इत्स तस्य ॥
नार्यमणं पुष्यति नो सखायं ।
केवलाघो भवति केवलादी ॥

ઋ. મં. ૧૦ સૂ. ૧૧૭ મં. ૬

'જે નિષ્ઠુર મનુષ્ય અન્નદાન કરતો નથી. (તે ગમે તેટલું અન્ન મેળવતો હોય અથવા ગમે તેટલું ખાતો હોય છતાં) તેનું તે અન્ન કેવળ નકામુજ છે. હું સત્ય કહુંછું કે તેનું તે અન્ન તેનાં મૃત્યુરૂપ છે. જે અર્યમાદિદેવ પિતૃઓ વગેરેને અપર્ણ કરીને પોતાના મિત્રાદિ સ્વજન પરિજનનું પોષણ કરતો નથી, અને પોતાનો પિંડજ પોષે છે, તે કેવલ પાપનેજ સંચય કરે છે, તે પોતે પાપરૂપજ થઇ જાય છે." કેવલ સ્વપિંડપોષકની આથી વધારે દુર્ગતિ શી થઇ શકે? સ્મૃતિકારો પણ

÷ જુઓ પારસ્કરગૃહ્યસૂત્ર કાંડ ૨ કં. ૯ તથા હસ્ત્યારીહણકંડિકા ઉપર હરિહરમિશ્રનું ભાષ્ય તથા વૈશ્વદેવસૂત્ર ઉપર ગદાધર દીક્ષિતનું ભાષ્ય, હથુઆના મહારાજ સર પ્રતાપકૃષ્ણ શર્માએ છપાવેલી આવૃત્તિ પૃ. ૫૪૬ તથા ૩૭૫ તથા આશ્વાલાયન ગૃહ્યસૂત્ર અ. ૩ ખંડ ૧ તથા સાંખ્યાયન ગૃહ્યસૂત્ર અ. ૨. ૧૪ તથા આદેર ગૃહ્યસૂત્ર ૧-૫-૨-૩૭.

ઽ શતપથ બ્રાહ્મણ કાંડ ૧૧ અ. ૫ બ્રા. ૬.

તે વચનને મુક્ત કરી પુષ્ટિ આપે છે. યાજ્ઞવલ્ક્ય કહે છે કે 'न पचेदन्नमात्मने । કોઇ પણ ગૃહસ્થે માત્ર પોતાનેજ માટે રસોઇ કરવી અથવા કરાવવી નહિ.' ( અ. ૧ પ્ર. ૫ શ્લો. ૧૦૪ ). મનુ કહે છે કે-

अघं स केवलं भुंक्ते यः पचत्यात्मकारणात्।
यज्ञशिष्टाशनं ह्येतत् सतामन्नं विधीयते॥ અ. ૩ શ્લોક ૧૧૭

" જે ગૃહસ્થ માત્ર પોતાનેજ માટે રસોઇ કરે છે, તે કેવળ પાપનુંજ ભોજન કરે છે. સત્યરૂપનું અન્ન તો યજ્ઞ કરતાં બાકી વધે તે અર્થાત્ બીજાને આપતાં આપતાં બાકી રહે, તેજ છે." શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને આખો કર્મયોગ સમજાવતાં, છેવટ શો નિષ્કર્ષ કાઢ્યો છે '

इष्टान भोगन हि वो देवा दास्यंते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥ १२ ॥
यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।
भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥ १३ ॥ અ. ૩

" તારી સેવાની ભાવનાથી પ્રસન્ન થયેલા દેવો તને ઇચ્છિત ભોગો આપશે. પરંતુ દેવપિતૃમનુષ્યાદિને કંઈ પણ અર્પણ કર્યા વિના જે ભોજન કરે છે, તે ચોરજ છે. (૧૨) જેઓ બીજાને આપીને જે શેષ રહે. તેમાંથી પોતાનો નિર્વાહ કરે છે, તેઓનાં સઘળાં પાપો નષ્ટ થાય છે, પરંતુ જેઓમાત્ર પોતાનું ઉદર ભરવા માટેજ રસોઈ કરે છે. તે પાપીઓ અન્ન ખાતા નથી, પણ પાપ ખાય છે." ૧૩

ગૃહ્યસૂત્રકારોએ તે પંચમહાયજ્ઞના બે ભાગો પાડયા છે; ૧ બ્રહ્મયજ્ઞ અને બીજો વૈશ્વદેવ. બ્રહ્મયજ્ઞ પ્રાતઃકાલમાં સંધ્યોપાસન પછી તુરતજ કરવામાં આવે છે. વૈશ્વદેવ મધ્યાન્હે ભોજન કર્યા પહેલાં કરવાનો વિધિ છે. વૈશ્વદેવની ક્રિયામાં, દેવ, ભૂત, પિતૃ અને મનુષ્યને એક સાથે હવિર્દાન તથા બલિદાન આપવાની યોજના કરી છે. ત્યારે શું દેવાર્થે અગ્નિમાં અને ભૂતપિતૃમનુષ્યાર્થે જમીન ઉપર ચોખાનાં કોળીયા મુકવાથી વૈશ્વદેવનો ઉદ્દેશ સિધ્ધ થાય છે? વૈશ્વદેવ શબ્દનો અર્થજ વિશ્વદેવોને માટે કરવામાં આવતું કર્મ, એમ કરવામાં આવ્યો

છે. ત્યારે તે વિશ્વદેવો કોણ છે? કર્કાચાર્યાદિ ભાષ્યકારોએ સ્પષ્ટ કર્યું કે—દેવો પિતૃઓ, મનુષ્યો અને બીજાં પ્રાણીઓ—તે સર્વે વિશ્વદેવો છે;* અને તે સઘળા દેવોનો ગૃહસ્થની સંપત્તિ ઉપર પ્રથમ હકક છે. શત પથ બ્રાહ્મણમાં, જ્યાં પંચમહાયજ્ઞનું વિધાન કર્યું છે. ત્યાં કહ્યું છે કે—'અસુરો દેવોને સતાવતા હતા; દેવોએ પંચમહાયજ્ઞનું અનુષ્ઠાન કરીને અસુરોના પરાજય કર્યો. (કાં. ૧૧ અ. ૫ બ્રા. ૫) દૈવી જગતની જેમ આધ્યાત્મિક જગતમાં એટલે મનુષ્યના અંતઃકરણમાં પણ સદ્‌ગુણો અને દુર્ગુણો વચ્ચે સતત્ વિગ્રહ થયા કરે છે, આરંભમાં દુર્ગુણોજ ફાવી જાય છે. પરંતુ મનુષ્ય જ્યારે સ્વાર્પણ કરતાં શીખે છે, ત્યારે તેમ કરતાં કરતાં વિશ્વસેવા સુધી તે પહોંચે છે. તેજ વિશ્વસેવા ગીતાનો નિષ્કામ કર્મયોગ. નિષ્કામતા એટલે હૃદયશૂન્યતા નહિ, પણ હૃદયની નિરવધિ વિશાલતા અર્થાત્ વિશ્વસેવાની ભાવના. હૃદયની એટલી બધી વિશાલતા થાય અને સઘળી જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિઓનો તદનુસાર વ્યાપાર થઇ જાય. ત્યારે માત્ર સ્વાર્થથીજ જન્મેલા અને સ્વાર્થથીજ પોષાતા દુર્ગુણો તે હૃદયમાં ટકી શકે ખરા? તેવી પરિસ્થિતિમાં માત્ર સદ્‌ગુણોનું સામ્રાજ્ય જામી જાય, તેમાં આશ્ચર્ય શું? તેજ બ્રાહ્મણ (કાંડ ૧૧ અ. ૫ બ્રા, ૬)માં પંચમહા યજ્ઞોનું સવિસ્તર વિવેચન કર્યું છે. આગળ ચાલતાં ચૌદમા કાંડમાં એટલે બૃહદારણ્યકોપનિષદમાં તો તેનું સઘળું રહસ્ય પ્રકટ કરી દીધું છે. તે સ્થળે ભગવતી શ્રુતિ પોતેજ કહે છે કે (અ. ૧, બ્રા. ૫ કંડિકા ૧૬.)

"મનુષ્ય પોતે વિશ્વનો ભોક્તા નથી પણ ભોગ્ય છે. દેવો, ઋષિઓ, પિતૃઓ, મનુષ્યો અને પશુપક્ષ્યાદિ ક્ષુદ્ર જીવજંતુઓ પણ તેના ભોક્તા છે અને તે પોતે ભોગ્ય છે. તેઓને સંતોષવાં, તે તેનો પરમ ધર્મ છે. તેમ કરવાથી તે સર્વે તેની રક્ષા કરે છે.'

* જુઓ પારસ્કર ગૃહ્યસૂત્ર કાંડ ૨ કંડિકા ૯ ઉપર કર્ક, જયરામ, હરિહર અને ગદાધરનાં ભાષ્યો.

આ ઉક્તિનો તાત્પર્યાર્થ શો છે ? અગ્નિ, વાયુ, સૂર્ય, જલાદિ વિશ્વના જેટલા અંશો છે, તેમાંથી એકપણ પોતાના કર્તવ્યમાં એક ક્ષણ પણ સ્ખલન કરે તો મનુષ્યની શી દશા થાય ? અરે ! મનુષ્યની ઉત્પત્તિ અને સ્થિતિ, વિશ્વના એકે એક અંશના સહકારથીજ છે. મનુષ્યની સંપત્તિ, બુદ્ધિ, બળ, અને આરોગ્ય—એ સર્વનો આધાર આખા વિશ્વના સતત ઉદ્યોગ અને સહકાર ઉપરજ આધાર રાખે છે. તેજ કારણથી તે સંપત્તિ, તે બુદ્ધિ અને તે બળ ઉપર આખા વિશ્વનો અગ્ર હક છે; મનુષ્ય ત્યાર પછી શેષ વધે તેનાજ હકદાર છે. દેવો અને પિતૃઓને તો શુદ્ધ ભાવનાનીજ અપેક્ષા છે. પરંતુ થોડી મિનિટો તેઓની પ્રતિ શુધ્ધ ભાવના દર્શાવવામાં રોકવાની પણ કોને ફુરસદ મળે છે ? તે શું શોચનીય નથી ? શક્તિમાન્ મનુષ્યોએ પોતાનો નિર્વાહ સ્વતઃ મહેનતથીજ કરવો જોઇએ. પરંતુ નિરાધાર, અપંગ, અશક્ત અને વ્યાધિગ્રસ્ત મનુષ્યોની શી ગતિ ? શક્તોએ અશક્તોનું પોષણ કરવુંજ જોઇએ, એમ શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ પુરાણાદિ સઘળા ધર્મગ્રંથો પુકારીને કહે છે. તેજ ઉદ્દેશથી હજારો અને લાખો વર્ષો પહેલાથી આપણા ઋષિમુનિઓએ પંચમહાયજ્ઞની યોજના કરી છે. પેહેલું વિશ્વ પછી પોતાનું કુટુંબ અને છેક છેવટે પોતે. એવી અત્યુદાત્ત ભાવના બીજી કઈ ધર્મસંસ્થામાંથી મળી આવે છે ? તે ભાવના સિધ્ધ થાય, તેજ વૈશ્વદેવનું અનુષ્ઠાનઃ બીજાં સઘળાં માત્ર ફાંફાંજ છે.

[અપૂર્ણ.

લાભશંકર પી. મ્હેતા.

# પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનાં મૂળ તત્વો અને તેમની તુલના.

( ગયા અંકથી ચાલુ. )

હવે આપણે અહીંની પૂર્વના આર્ય લોકોની સુધારણાનો વિચાર કરીયે. પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિમાં એક મહત્વનો ફરક એ છે જે- જ્યારે પશ્ચિમમાં સર્વ માત્ર "બુદ્ધિ" નુંજ મહાત્મ્ય હોઈ, "ઐહિક" ઐશ્વર્ય સંપત્તિ વધારવી, એજ અંતિમ આવર્શ (Goal) બની રહ્યો છે, તેને બદલે, અહિંઆં પૂર્વ સંસ્કૃતિમાં ધાર્મિક વૃત્તિની સર્વ-બાજુ પ્રાધાન્યતા હોઇ, સર્વ વિષયનિર્ણયમાં "બુદ્ધિ" ને બદલે ઇશ્વરી પ્રેરણાત્મક મનોદેવતાનું સામ્રાજ્ય પ્રવર્તે છે. હમારા લોકોના જીવન વિચાર માત્ર ધાર્મિક થઇ ગયા છે. તેઓ ઐહિક સંપત્તિને અશાશ્વત એટલે તાજ્યગણી પરમાર્થિક ઉન્નતિનેજ પોતાનો આદર્શ માને છે. આ ફરકનું એક મહત્વનું પરિણામ એ આવ્યું છે કે અહિની સંસ્કૃતિ પરમાર્થમય જીવનવાળી બની ગઈ; જ્યારે પાશ્ચિમાત્ય સંસ્કૃતિ કેવળ સ્વાર્થમય જીવનયુક્ત રહી ગઈ. એ પ્રમાણે આ બંને સંસ્કૃતિના દ્દષ્ટિબિંદુ એક બીજાથી પરસ્પર વિરૂધ્ધ હોઈ, ને બન્તેનાં મૂળ તત્વોમા પણ આસમાન જમીનનો ફરક છે.

૧૪ આ ધાર્મિક અથવા પારમાર્થિક સુખનો હમને બહુ જલદી નાદ લાગ્યો એનું કારણ આ દેશનાં હવામાન અને સૃષ્ટિસ્થિતિ છે અથવા હોવા જોઇએ. અતિ કષ્ટ કરવું એ ઉષ્ણકટિબંધ પ્રદેશમા ન તો શકય છે, ન તો હિતકારક છે, તેમજ એવા પ્રદેશની શારીરિક

આવશ્યકતા પણ ઘણીજ ઓછી રહે છે, અને તે પણ અહિંના સહિ હવામાનને લઇને ઘણેજ ઓછે શ્રમે પ્રાપ્ત થઇ શકે એવી છે. એ આવશ્યકતાઓને વધારવી ખાવા પીવામાં ચેન કરવું; લુગડાં લતામાં જોઇએ તેથી ફાજલખર્ચ કરવો, વિ. વિ. હકીકત આરોગ્યતાને હિત-કારક નથી નીવડતી એનો હવે પાશ્ચાત્ય લોકો પણ કબુલ કરે છે. આ બધાં કારણોનો લઇને, આપણી જરૂર પૂરતી હાજીઅંને વાસ્તે અલ્પ શ્રમ લઇ વિશ્રાન્તિ લેવી, અને આ વિશ્રાન્તિના વખતમા પારમાર્થિક વિચાર આવવા એ સાહજીક છે. અને આજ માર્ગ હમારી સંસ્કૃતિમા શ્રેયસ્કર મનાયો છે. એ સંસ્કૃતિએ આ ધાર્મિક વલણ પેહેલેથીજ લેવાનું બીજું કારણ એ પણ છે કે તે વખતે અહીઆ કલહ બહુ કમી પ્રમાણમા હતો. બલ્કે હતોજ નહી એમ કહીયેનો પણ ચાલે. કારણ અહીના લોકોની હાજતો બહુ થોડી, અને અને અહિંની ભૂમિ ઘણીજ ફલદ્રુપ; આ સંયોગોમાં જીવનકલહ ઉત્પન્ન થવાનોજ સંભવ ન હોતો.

૧૫ આ સ્થેળે " બુધ્ધિસામ્રાજ્ય " અથવા " મનોદેવતા પ્રાધાન્યતા " આ બે પક્ષનો બારિકીથી વિચાર કરવાની જરૂર છે. ઇશ્વરે મનુષ્યને જેમ બુધ્ધિ આપી છે તેમ તેની સાથે અનેક તરેહની મનોવૃત્તિઓ પણ આપેલી છે. આ મનોવૃત્તિઓમાં કેટલીક ઘણીજ ઉત્કૃષ્ટ અથવા શ્રેષ્ટ મનોવૃત્તિઓ છે. આ મનોવૃત્તિઓ જેટલી પ્રબળ તથા જાગૃત રહે. થાય, એટલી સારી; એવી માન્યતાથી સર્વ દેશના સદાચારપ્રવર્તકોએ આ મનોવૃત્તિઓને ઉતેજન આપવું ઉચિત માન્યું છે. પ્રાચીન ઇતિહાસ ઉપરથી આપણને માલમ પડી શકે છે કે જે જે રાજ્યો તે વખતમાં ઉર્જીત દશા પ્રાપ્ત કરી સન્માર્ગે લાગ્યાં હતાં, તે તે રાજ્યોમાં આ શ્રેષ્ટ મનોવૃત્તિઓને ઉપજત બુધ્ધિ ( Instinct ) જેટલું પ્રાબલ્ય આપવામાં આવ્યું હતું; અને વ્યક્તિ અને કુટુંબના વર્તન ઉપર બુધ્ધિની અપેક્ષા, આ મનોવૃત્તિઓનો પ્રભાવ અધિક માલમ પડતો હતો. એ પ્રમાણે આ મનોવૃત્તિઓનું વર્ચસ્વ હોવું સમાજને હિતકર છે એમ સમજી સર્વ દૂરદર્શી અને મહાન પુરૂષોએ આ મનોવૃત્તિઓનું સામ્રાજ્ય કાયમનું રહેવા સારૂં

ધર્મ, રૂઢોઉપદેશ, વિગેરે વિગેરે દ્વારા તે મનોવૃત્તિઓને મહત્વ આપેલું છે. દરેક ધર્મનો પાયો આ શ્રેષ્ટ અને ઉદાન્ત મનોવૃત્તિઓ ઉપરજ રચેલો છે. માત્ર "બુધ્ધિ", સુકકી 'બુધ્ધિ ઉપર કોઇ પણ ધર્મનો પાયો રચેલો માલુમ પડતો નથી. પ્રેમ, બહુમાન, શ્રધ્ધા ઔદાર્ય. નમ્રતા, ઉપકાર, કૃતજ્ઞતા વિગેરે આ બધી શ્રેષ્ટ મનોવૃતિઓ છે. તેમનું આચરણમાં પાલન કરવાથી મનુષ્ય મહત્વતા પ્રાપ્ત કરે છે. માત્ર બુધ્ધિ બલથી મહત્વતા પ્રાપ્ત થઈ શકતી નથી એજ કારણથી હમારા વેદમાં કહ્યું છે કે;—

मुर्धानमस्य मंसीव्याथर्वा हृदयं च यत् ॥

સ્થિતપ્રજ્ઞ યોગીએ મસ્તક અને હૃદય બન્નેને સીવીને આ બન્ને એક કરવાં જોઇએ. અર્થાત્ મન અને હૃદય બન્નેની એક સરખી રીતે, સાથે સાથે ઉન્નતિ કરવી જોઇએ. આ બન્નેના સમાન વિકાસથીજ મનુષ્ય ઉત્તમ દશાને પહોંચે છે. એમાંથી એકની વૃધ્ધિ થાય અને બીજું અધોગતિમાં રહે તો મનુષ્ય પણ અધોગતિ પામે છે. હૃદય વિનાની કેવળ "માનસિક" ઉન્નતિથી સ્વાર્થ, મમતા, અને નાસ્તિકતા વધી પડે છે. અને માત્ર હૃદયની કેળવણીથી એબ. વિશ્વાસ. વહેમ Superstitionsનો ફેલાવો થાય છે. આ હકીકત ધ્યાનમાં લઇ હમારા તત્વવેતાઓએ "મન" અને "હૃદય", Mind and Heart. બન્નેની એક સરખી અને સાથેસાથ ખીલવણી કરવી જોઇએ. એમ ઉપદેશ કર્યો છે. વિજ્ઞાન, સૃષ્ટિના જ્ઞાનથી મનની શકિતઓ કેળવાય છે અને જ્ઞાન. આત્મજ્ઞાનથી મનોવૃત્તિઓ કેળવાય છે. આ "આત્મજ્ઞાન Knowledge of the Inner Consciousness, Inner Powers, એજ હમારી આર્ય સંસ્કૃતિનું મુખ્ય અંગ છે. પૂર્વની આર્ય સુધારણા બાહ્યોન્નતિના કરતાં આન્તરોન્નતિને શ્રેષ્ટ અને શ્રેયસ્કર માને છે. બાહ્યોન્નતિને માત્ર આન્તરોન્નતિનાં સાધન પૂરતુંજ માન આપે છે. હમારી અંતિમ ગતિ આ આન્તરોન્નતિજ છે. અતઃ એવ હમારૂં કુલ જીવન ધર્મમય રાખવા ઉપદેશ કર્યો છે, પરોપકારમય પરમાર્થિક રાખવા ઉપદેશ કર્યો છે, બલ્કે ધર્મનો અર્થ પરોપકારઃ

બીજાના ભલા સારૂં આપણું જીવન છે, અને એવો વર્તાવ આપણે દરેક વ્યવહારમાં રાખવો જોઇએ. એમ કહેલું છે.

श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रंथकोटिभिः ॥
परोपकारः पुण्याय पापाय परपीडनम् ॥

પૂણ્ય, ધર્મ પરોપકારમાંજ સમાયેલું છે. અને પાપ, અધર્મ પરપીડનમાં સમાએલ છે એપ્રમાણે ઉપદેશ કરેલો છેઃ—

૧૬ હમારી સંસ્કૃતિમાં "મનોવૃતિઓ" ને જીવનની રાણી ગણી છે. અને "બુધ્ધિ" તના પ્રધાનરૂપ કહ્યો છે. મનોવૃત્તિની આજ્ઞાનો અમલ બજાવવાનું કામ બુધ્ધિનું છે. મનોવૃત્તિઓને તેમના રાણીપદથી પદચ્યુત કરી બુધ્ધિના હકક છીનવી લે અને સ્વતંત્ર અમલ કરવા પ્રયત્ન કરે તો મનુષ્યની કદી ઉન્નતિ ન થતાં છેવટમાં તેનો ઉલટો નાશ થવા સંભવ છે. મનુષ્ય એથી તો માત્ર યંત્ર રૂપજ બની જાય છે. આ સર્વ હકીકતનો બારીકીથી ખ્યાલ કરી, હમારા પૂર્વજોએ મનોવૃત્તિઓને પ્રાધાન્યપદ આપ્યુ છે. અને એ તત્વનું યથાર્થ પાલન થાય એ હેતુથી હમારૂં જીવન ધર્મમય કરી દેવા પ્રયત્ન કર્યો છેઃ—

૧૭ હવે આ આર્ય, પૂર્વની સંસ્કૃતિના આત્મમય ધાર્મિક જીવનમાં કયાં કયાં મૂળ તત્વોનો સમાવેશ થયેલો છે, તેનો વિચાર કરીયે. તેનું પેહેલું સર્વ ઇતર તત્વોના મુળરૂપ, તત્વ એ છે જે, આપણો આત્મા, જેને આપણે જીવન કહીયે છઇયે તે ઇશ્વર, સર્વ સૃષ્ટિવ્યાપક નિયામ એક ઇશ્વર તત્વનો અંશ છે. જીવનમાત્ર એજ એક ઇશ્વરના અંશ હોઈ એક સરખા, એકજ છે. દેખીતા નિર્જીવ પદાર્થોમાં પણ આ ઇશ્વરીઅંશ બીજરૂપમા રહેલું છે, આપ્રમાણેની ઇશ્વરની "સર્વવ્યાપકતા" એ હમારી સંસ્કૃતિનું પ્રથમ તત્વ છે. કોઈ પણ આજ્ઞાત હિંદુને પુછીયે કે ઇશ્વર કયાં છે, તો તે જરૂર કહેશે કેઃ— ઇશ્વર જળમાં, સ્થલમાં, કાષ્ટમાં, પથ્થરમાં, સર્વ પદાર્થ માત્રમાંએ રહેલો છે. ઉપનિષદોમાં તેને **सर्वभूतात्मान्तरात्मा** કહેલ છે. ઇશ્વરનો અંશ જેમાં નહી એવી જગતમાં એક વસ્તુ નથી; એવી હમારી સમજુત

હોવાથી, જ્યાં જ્યાં હમારી શ્રધ્ધા બેસે. જ્યાં જ્યાં કાંઈ ઉપકારિત્વ માલમ પડે, ત્યાં ત્યાં હમારા આર્યલોકોનો પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે. અશ્વત્થામાદિ મહાન વૃક્ષો છાયા પ્રદાનથી પૃથ્વીને તૃણ ધાન્ય આપી,ને ગંગા યમુનાદિ મહાન નદીઓ જલ પ્રદાનથી, સાધુ સંતો ઉત્તમ જ્ઞાન. સદુપદેશ અને પરોપકાર વર્તનથી તેમનામાં વિશિષ્ટ ઇશ્વરી અંશ છે એમ પ્રતીતિ કરાવે છે આપ્રમાણે ઇશ્વરની વ્યાપકતાનું તત્વ અંગિકાર કરવાથી હમારામાં અનેક તરેહનો ઇશ્વર સબંધી વાત્સલ્યભાવ ઉત્પન્ન થાય છે. હમારૂં વાસ્તવ્ય, Existence,જ ઇશ્વરમાં રહેલું છે, એની હમારી ખાત્રિ થાય છે. —

૧૮ આ ઇશ્વર અને મનુષ્ય અથવા આત્મા અને પરમાત્મા વચ્ચેનો સંબંધ રાજા પ્રજાના સંબંધ સરખો માને છે. ઇશ્વરને **नराणां च नराधिपः** કહેલ છે. આ રાજા પ્રજાના સંબંધની માન્યતાથી એ ઘટના ઉત્પન્ન થાય છે કે આપણા જે કાંઈ પ્રાપ્તિ થાય તેને. કાંઇક અંશ આપણે તેમને અર્પણ કરવો જોઇએ અથવા તો આપણે જે કાંઈ કાર્ય કરીએ. તે ઇશ્વરાર્પણ ભાવથી કરવું જોઇએ. ગીતાજીમાં કહ્યું છે તે પ્રમાણે,

**यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ॥**
**यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥**

આ પ્રમાણે ઇશ્વર તરફ આપણો ભક્તિભાવ ઉત્પન્ન થાય છે. ઇશ્વરની પાસે નમ્ર બનવાની અને તેનો ઉપકાર માનવાની આ એક યોજના છે. તેમને હમે માત્ર રાજા પ્રમાણે નહી, પણ આત્મ પિતા બંધુ સમાન માનીએ છઇએ.

**त्वमेव माता च पिता त्वमेव त्वमेव बंधुस्त्वजनस्त्वमेव ॥**

આ પ્રમાણેની હમારી સમજુત હોવાથી એમને પ્રિય થવું, એમને સંતોષ આપવો એ હમે હમારૂં કર્તવ્ય સમજીએ છઇએ. એમને સંતોષ આપવાનો માર્ગ એજ છે જે એમના ઉત્તમ ગુણોનું અનુકરણ કરવું, એમની આજ્ઞાઓનું પાલન કરવું; એમની આપેલી ઉત્કૃષ્ટ પ્રેરણાઓનું અનુસરણ કરવું; એમને પ્રિય થવાનો આ એકજ માર્ગ છે. સૃષ્ટિમાં ઇશ્વરીઅંશ પ્રેરિત જેટલી વસ્તુ છે, વ્યક્તિઓ છે, તે સર્વને

અર્થાત્ ભૂતમાત્રને આપણે આપણા આચરણથી સંતોષ આપવાનો તનમન ધનથી પ્રયત્ન કરવો જોઇએ. આ કર્તવ્ય પાલન વાસ્તે એ સુખ-ત્યાગ અને દ્રવ્ય ત્યાગ કરવા પણ તૈયાર રહેવું જોઇએ. આપણે આપણું જીવન આ પ્રમાણે ત્યાગમય–પરોપકારમય બનાવવું જોઇએ. સાર્વજનિક, લોકોપયોગી કૃત્યો કરવાની વૃત્તિઓ આપણામાં આવી-રીતે ઉદ્ભવે છે. સર્વ વ્યક્તિમાત્ર એકજ ઇશ્વરનો અંશ હોઈ, સર્વ જગત્ આપણા કુટુંબરૂપ છે; સર્વ ભૂતમાત્રની તરફ દયા, અનુકંપા, પ્રદર્શિત કરવી જોઇએ. ટુંકામાં, જગતના સંતોષમાં આપણો તેમજ ઇશ્વરનો સંતોષ માનવો. આ પ્રમાણેની આપણા મનની આન્તરિક સ્થિતિને "ધર્મ" ની સંજ્ઞા આપવામા આવી છે. આ પ્રકારની વિચારશ્રેણીથી આપણી સંસ્કૃતિમાં ભક્તિભાવ અને તદનુસાર ત્યાગ મહાત્મ્યની વૃત્તિઓ ઉત્પન્ન થઇ રૂઢીભૂત થઈ છે અને ઇશ્વરની સર્વવ્યાપકતાના તત્વમાથી. ભૂતમાત્રની એકતા સર્વ સૃષ્ટિની મયતા વિ. ભાવો ઉત્પન્ન થઈ; દયા, પરોપકાર વિ. વૃત્તિઓ પોષિત થાય છે અમારા શાસ્ત્રમાં ભક્તિભાવનો બીજમંત્ર નીચેના શ્લોકમાં કરેલો છેઃ–

विपदो नैव विपदः संपदो नव संपद
विपद्विष्णोस्मरणं विष्णोस्संपन्नारायणस्मृतिः ॥

સર્વ ભૂતદયા વર્ણવતા કહ્યુ છેઃ—

न त्वहं कामये राज्य न स्वर्गनापुनर्भवम् ॥
कामये दुःखतप्तानां प्राणीनांमार्तिनाशनम् ॥

ખરી આર્ય સંસ્કૃતિયુક્ત પુરૂષ, રાજ્ય, સ્વર્ગ, અને મોક્ષની પણ ઈચ્છા ન કરતા પ્રાણીમાત્રના દુઃખ નિવારણ કરવા તરફ તેમની સદંતર ઝંખના રહે છે. વળી કહ્યું છે કેઃ—

श्रूयतां धर्मसर्वस्वं श्रुत्वा चैव धार्यताम् ॥
आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ॥

"Do unto others as you would be done by" આ સૂત્રના આ શ્લોક આબેહુબ ચિતાર આપે છે. એ પ્રમાણે ઇશ્વરના સર્વવ્યાપકતાના તત્વમાંથી સ્વાર્થત્યાગ ભક્તિભાવ પરોપકાર વિ. ભાવનાઓનો પ્રાદુર્ભાવ થાય છે.

૧૯ હિંદુ સંસ્કૃતિ. (પૂર્વ-આર્ય-સંસ્કૃતિને આ સંજ્ઞા આપેલી છે)નું બીજું તત્વ **અનૃણત્વ** નું છે. મનુષ્યે કોઈના પણ ઋણી ન રહેવું જોઇએ, સર્વ પ્રકારનાં ઋણોની અદાઈ કરવી જોઇએ. મનુષ્ય માત્ર સમાજમાં રહે છે, તે સમયમાં તેમને ઈતર લોકો સાથે અનેક પ્રકારનું કામ અને સંબંધ પડે છે, બીજાઓની તરફથી અનેક જાતના બોજા ઉઠાવે છે. માતા પિતાએ જન્મ આપીને, અને આપણું પાલન પોષણ કરીને, બંધુજનોએ પ્રેમ અને સદાયે બતલાવીને, ગુરૂજનોએ જ્ઞાન આપી, તથા વિનય શીખવીને આપણને ઉપકૃત અને ઋણી કર્યા છે; એ પ્રમાણે ભૂતમાત્રના આપણે કોઇને કોઈ પ્રકારે ઋણી છઇએ. આ ઋણમાત્રની અદાઈ કરવી જોઇએ એવો આ **અનૃણત્વ** તત્વનો ઉપદેશ છે. માતૃ પિતૃની અદાઈ તેઓની આજ્ઞા પાલનથી, તેઓને સન્માન આપવાથી; વૃદ્ધાપકાલમાં સેવા કરવાથી કરી શકાય છે દપતીએ પરસ્પર હિતનો ખ્યાલ કરવો જોઇએ, અને અન્યાન્ય પતિવ્રત પાલનથી પોતાના ઋણની અદાઈ કરવાની છે આ ચીજ વિચાર શ્રણીથી ગુરૂજન બાંધવજન, સમાજ, પૂર્વજ, તરફના આપણા કર્તવ્યો ઉદભવ્યાં છે, સ્નાન સંધ્યા, શ્રાદ્ધપક્ષ, હોમહવન વિ. ક્રિયાઓનું બીજ આ અનૃણત્વના તત્વમાજ રહેલું છે.

૨૦ મનુષ્યે પેહેલેથીજ કેવળ ઇશ્વરપરાયણ રહી પૂર્ણ યોગ યુકત સંન્યાસ કેમ ગ્રહણ ન કરવો; પ્રપંચમાં પડવુંજ શું કામ જોઇએ. ઐહિક કર્મ કરવાની આવશ્યકતાજ કેમ ઉત્પન્ન થાય છે. આ સર્વ પ્રશ્નોનો ખુલાસો આ **અનૃણત્વ**ના તત્વથીજ થઇ શકે. આપણે પ્રથમ ભૂતમાત્રના અનૃણી થવું જોઇએ કારણ ત્યા સુધી મુકિત પ્રાપ્ત થઈ શકતી નથી. સબબ પ્રથમ ઐહિક માર્ગ સ્વીકારો સર્વતઃ અનૃણી થયા પછી આખી અવસ્થામાં સંન્યાસાશ્રમ, અથવા તો શુધ્ધ આત્મપરતા અને ઇશ્વર પરાયણતા ઇષ્ટ માની છે. આ પ્રમાણે હમારી સંસ્કૃતિના આ ત્રીજા તત્વનો વિચાર સંપૂર્ણ થાય છેઃ—

(અપૂર્ણ)

એક સેવક

# પ્રાર્થના.

પ્રભુની નવધા ભક્તિમાં સ્તુતિ પ્રાર્થનાને સ્થાન અપાયુ છે અને કલિયુગમાં તો સત્વર પ્રભુપ્રેમ મેળવવાના સાધન તરીકે પ્રાર્થનાનેજ ઉત્તમ અને શકય સાધન માનવામા આવી છે. પરિણામે હિન્દુસ્તાનની દરેક ભાષામાં વિવિધપ્રકારના ભજનોનું સાહિત્ય આજે સાંપડે છે.

ભજનસાહિત્યનો ઉડતો અભ્યાસ કરતાં પણ એમ લાગ્યા વિના નહિ રહે કે ભજનિયાઓ કેવળ બોલનારના હૃદયમા ભક્તિનો ઉદ્રેક ઉત્પન્ન કરવાજ નહિ પણ માની લીધેલી ખરી ખોટી નીતિ, આચાર વિગેરેના વિવાદી પ્રતિપાદન કરવા માટે પણ રચાય છે. ગુજરાતના ભજનસાહિત્યકારો ઠેઠ નરસિંહ મ્હેતાના વખતથી આજસુધી સંસારની નિર્ભર્ત્સના અને સંસાર તરફ બીભત્સતા ઉત્પન્ન કરાવવા તરફ ઘણું લક્ષ દઈ રહ્યા છે. ત્યાંય જ્યારે ભજન રચનારમા પ્રાસાદિક કવિતા રચવાની શક્તિની ઉણપ હોય ત્યારેતો એ ભજનો બહુજ તળબદિયાં અને પામરનેજ રંજન કરી શકે એવા થઇ જાય છે. આધુનિક ભક્ત કવિઓ સંસારની વિડમ્બના કરતાં ઘણીવાર એવી એવી નજીવી હકીકતોના જોડકડાં જોડવા બેસીજાય છે કે ભજનસાહિત્યનો ઉમદા ઉદ્દેશ બહુજ વેગળો રહી જાય છે. કેશવલાલ જેવા સજ્જનો પણ તેથીજ મરશિયા જોડી "પાયખાનામાં બીડી ફૂંકવા" રૂપ માની લીધેલી અધોગતિ ચીતરવા માટે શાહી કાગળ બગાડે ત્યારે ઘડીભર લાગી જાય કે ભજનોનો ઉદ્દેશ હૈયાંમાં ભક્તિરસની છોળ આણવાનો–સદંતર ભૂલાઈજ ગયો છે.

છતાં દરેક સાહિત્યમાં એવાં અનેક સુન્દર ભજનો સ્તુતિઓ ગાથાઓ વિગેરે છે જે શ્રદ્ધાન્વિત ચિત્તે બોલવાથી કે સાંભળવાથી મનને શાન્તિ મળે છે. આવા ભજનોનું યથાવિધ સેવન એ આપણા કુટુમ્બોમાં નિત્યનુ કર્મ બનવું જોઇએ.

આજના જીવનમાં એટલી બધી તો શુષ્કતા અને નીરસતા પેસી ગઇ છે, આજના વ્યવહારમાં એટલી તો વ્યગ્રતા ઉભરાઇ રહી છે, કે નિત્ય ચિન્તશાંતિ માટે, પ્રયત્ન કરવામાં ન આવે તો, વ્યગ્રતા એ ચિત્તનો સ્વભાવ બની, જીવનને સર્વથા કડવું બનાવી મુકે છે. દરેકે દરેક માણસ આજે ધાંધલીયો અશાન્ત અસ્વસ્થ, તુંદમિજાજી અને ધીરજ વિનાનો દેખાય છે તેનું કારણ આ એકજ છે, કે એના ચિત્તમાં ચોવિશે કલાક વ્યગ્રતાજ ઉભરાઇ રહે છે. જેમ નિશો કરનાર એમ સમજે છે કે નિશો કરવાથી એને દિલનું સુખ મળે છે ત્યારે ખરીરીતે તો સુખકે દુઃખ બેયના અનુભવને ન પીછાની શકે તેવી મૂઢ અવસ્થાજ ભોગવે છે, તેમજ વ્યગ્રતાએ ઘેરેલો માણસ, ઘડીભરના સ્થૂલ ઠઠ્ઠા મશ્કરીમા, કે નાટક ચેટકમા, કે ક્ષણિક વિલાસમાં, વ્યગ્રતાને ભૂલી જવા જેટલુ સુખ મેળવવાનાં ફાંફા મારે છે. પણ વ્યગ્રતાનો એને ક્ષણ પણ મૂકતી નથી. આથીજ આજના માણસો અલ્પ શકિતવાળાં અલ્પ તેજવાળા અને અલ્પજીવી બની ગયા છે. એમના દેહમાં કાંતો મુર્દાની નિર્માલ્યતા, કાતો નાહક શકિત ખરચી નાખનાર ઉત્પાત દેખાય છે એમના મનમા કાં તો ઢેફાં જેવી જડતા, અને ભંગુરતા, કે નકામો પરિણામ વિનાનો તરવરાટ દેખાય છે. આવા મનને કાબુમાં આણવા માટેજ, શરીરની અને મનની શાન્તિ અને સ્વસ્થતા મેળવવાનાં સાધનોમા, પ્રાર્થના એ સહુથી ઉત્તમ સાધન છે.

પણ એ પ્રાર્થના કે ભજન કરવાનો વિધિ બહુ થોડાનેજ આવડતો હોવાથી, પ્રાર્થના કરનારાઓ પણ, પોતાના ધાંધલિયાપણાથી પ્રાર્થનાનું ફલ મેળવી નથી શકતા. ન્હાનાં મ્હોટાં શહેરોમાં, ભજન મંડળીઓ, આશ્રમો, વિગેરેના કાર્યક્રમમાં જેમણે હાજરી આપી હશે, તેઓ જાણે છે, કે ભજનમાં, મુખ્યત્વે, કાંતો આલાપ અને રાગ

રાગિણીઓ અડાવવામાં રસાકસી દેખાય છે, કે કાંતો નમાલાં જોડકડાંઓ ગાંડાતૂરપેઠે સામટા લલકારી, હાથ મ્હોંના ચાળા કરતા પોતાનાજ ગડબડિયા તાલે ડોલતા અને તબલા ઉપર ધડાકા બજાવતા ભજનિકો કાનના પડદા તોડેતેવા અવાજે કોઈ ગાયનથી મત્ત બનેલું દિવાનાખાનું Pseudo musical madhouse ખડું કરી દે છે. આવા ભજનને અંતે, નથી કોઈના ચિત્તમાં ઉદાત્ત ભાવનાઓ પ્રકટતી, કે નથી કોઈના દિલમાં ભક્તિનો ઉછાળો આવતો. જ્યા સંગીતનું તત્વ ઉંચા પ્રકારનું હોય, અને તબલા દિલરૂબા ઉપર કુશળ હાથ ફરતો હોય, ત્યાં પણ, સંગીતનો વિલાસ જળવાઈ રહે તોપણ, હૃદયની શાન્તિ ન નથીજ મળી શકતી.

ભજન મંડળીઓની આવી વિડમ્બિત અવસ્થા થતી હોઇ, સામાન્ય રીતે જાડી સંસ્કારવૃત્તિવાળા સિવાય, કોઈ વિરલજ, એવી મંડળીઓમાં જોવામાં આવે છે. આથીજ, ભજનસંપ્રદાયનો જોઇયે-તેવો પ્રચાર આપણાં કુટુંબોમા થવા નથી પામ્યો, એ વાત પણ ઘણે અંશે સાચી છે.

શાન્ત વખત હોય, એક બીજાના શુદ્ધ અને રસિક ભાવનાથી પૂર્ણ પરિચિત એવી થોડીકજ વ્યક્તિઓ હોય, ભજનના સુન્દર અર્થને ચિત્તમાં ઉતરવામાં વિક્ષેપ ન કરે એટલા પુરતુજ સંગીત કે વાદિત્ર હોય, કોઇ સાદું પણ સચોટ અર્થવાળું, પ્રભુનું સ્તુતિકાવ્ય, કે માનવ નિર્બળતાને દૂર કરનારૂં નીતિનું પ્રોત્સાહનકાવ્ય, કે ઉદાત્ત વિચારોને પોષી, પ્રભુની પ્રતિમાજેવા મનુષ્યની અગાધ શક્તિનું ભાન કરાવતું ઉત્તેજન આપનાર ગીત, કોઈ એક સ્ત્રી, કે પુરૂષ, સુરીલ કંઠે, અર્થ-પ્રધાન ભારમુકીને, મિથ્યા આલાપ ન કરતાં, ગાતું હોય, સાથે Rythm અને તાનથી અન્યને વ્યગ્રતામાંથી મુક્ત કરવા સાદુ કોઈ વાદ્ય વાગતું હોય, અને સહુ સાંભળનાર ગીતનો શબ્દાર્થ ભાવાર્થ શબ્દે શબ્દે ચિત્તમાં ઉતારી, પોતાની શક્તિનું, સ્વાસ્થ્યનું, આત્માની અગાધતાનું પ્રભુની દયાળુતાનું ભાન દિલમાં ઉતારતું હોય, અને ક્ષણભર નિત્યના અનુભવની ક્ષુદ્રતા, જડતા, ક્ષણભંગુરતા, પામરતા વિસરી જતું હોય–

ગાનાર સાંભળનારને અને સાંભળનારને ગાનારને ભૂલે, અને બેય ગાયનને કે વાદિત્રને ભૂલે,—માત્ર ઉદાત્ત, ઉત્સાહક સુન્દર વિચારો અને અર્થનેજ તન્મયતાથી હૈયે ઉતારે, ત્યારેજ ભજન ગાયું પ્રમાણ થાય. અને ભજનને અન્તે ચિન્તમાં અજબ શાન્તિ પ્રસરી રહે. એ ક્ષણે સંસારના અનુભવોની કડવાશ જતી રહે, સંસારના દુઃખના ઘા ઉપર રૂઝ વળતી લાગે, અને ગમેતેવી ન્હાનપ કે ક્ષુદ્ર અવસ્થામાં રહેલો માણસ પણ વિશ્વમાં પોતાનાં ઉત્તમ સ્થાન અને પદવીનો સાક્ષાત્કાર કરે. આવી શાન્તિ. અને મનોબળ, એકજ ઘડી પણ અનુભવી લેનાર, કદીપણ નિસ્તેજ કે નિર્માલ્ય નહિજ રહે. અને રોજ પ્રાપ્તથતી કોઇ અજબ માનસશકિતથી, એ દુનિયાના અનુભવોને જીરવી જવા જેટલું બળ પ્રાપ્ત કરી શકે. આવા પ્રકારનો પ્રાર્થનાવિધિ, નિત્યકર્મ તરીકે દરેક ઘરમાં દાખલ થઇ જાય તો આજે સંસારમાં જે કટુતા દેખાય છે તેમાંનું કશુંજ ન રહે. જેનું ચિન્ત સ્વસ્થ છે તે જીન્દગીની કોઇ પણ સ્થિતિમા પામરતા નહિ અનુભવે. એના ચિન્તમાં કદી અસંતોષ જેવું નહિ રહે અને એના આગળ ધાંધલિયાઓ આપોઆપજ ઝાંખા પડશે.

જે પ્રાર્થનાના ગીતોમા મુખ્યરીતે જગત્કર્તાની સુશ્લિષ્ટ શબ્દોમાં સ્તુતિ હોય, યા મનુષ્યની પ્રભુતાની સ્તુતિ હોય, એવાંજ પસંદ થવા જોઇએ. ગુજરાતમાંના આજના કવિઓમાં ભોળાનાથનાં કેટલાક કાવ્યો કે નરસિંહરાવના મંગલગુણ "કે પ્રેમળ જ્યોત" જેવાં બીજાં અનેક કાવ્યો છે તેનો નિત્ય ઉપયોગ કરવામાં આવે એ જેટલું જરૂરનું છે, તેટલુંજ સાહિત્યકારો, શબ્દાડંબર દૂર રાખી, નિર્મળતાથી અને સદ્‌ભાવથી ઉભરાતાં ભજનસાહિત્યનેજ પોષે, એ પણ જરૂરનું છે.

ગુજરાતના સાહિત્યકારોમાં ભકતજનની સંખ્યા ઓછી છે કે ગુજરાતના ભકતજનમાં સાહિત્ય સર્જાવવાની શકિત ઓછી છે એ તો [illegible]ઓ, કહી શકે, પણ એતો ખરૂંજ કે કે મરાઠી, બંગાલી અને [illegible]ને તોલે ગુજરાતીના પદો હજુ મુકી નથી શકાતાં.

"Somnambulist."

# "અજીઠાંનો ઢોંગ."

અજીઠું એ શબ્દ નાગરો (નાગરિકો નહિ હો ! જે) અર્થમાં વાપરે છે તે અર્થમાં આખી પૃથ્વિ ઉપર, અરે આખા બ્રહ્માંડમાં પણ કોઈ વ્યક્તિ વાપરતી નહિ હોય. બીજી કોમો. એઠું, જુઠું, અજુઠું, એવા શબ્દો વાપરે છે; પણ તે તો. કોકનું ખાધેલું,-છાંડેલું એવા અર્થમાં અમે ચતુર નાગરો વાપેરીએ છીયે તે અર્થમાં. કોઇનો મગદુર શું કે વાપરી શકે?

ત્યારે અજીઠું એટલે શું ? મનુષ્યોએ વાવીને ઉગાડવામાં આવેલા અનાજનો લોટ અને પાણી એ બે ચીજો ભેગી થાય અને તેનું ઓફીશીયલ (Official) જ્ઞાન થાય, તોજ, તે ચીજ અજીઠી ગણાય. આમાં ઓફીશીયલ જ્ઞાન હોવાની ખાસ જરૂર છે. ત્યારે ઓફીશીયલ એટલે શું ?

કોઇ નાગર દારૂ માંસ ખાતો હોય અને તે નાતની દરેક વ્યક્તિ મનમાં જાણતી હોય પણ ત્યાં સુધી નાત ભેળી કરી નાતની સમક્ષ તે બીના સાબીત ન કરી હોય ત્યાં સુધી તે નાગર વટલેલ કહેવાય નહિ અને દારૂ માંસ ખાય છે એમ જાતિ ગણે નહિ. એવીજ રીતે દૂધમાં લોટ બાંધ્યો હોય અને સહુ જાણે છે કે દૂધમાં પાણીના ભેગ શિવાયનું દૂધ વેચાતું મળી શકેજ નહિ છતાં પણ ત્યાં સુધી ગવલી (દૂધ વેચનાર) એમ ન કહે કે "સાહેબ તમારા દૂધમાં મે પાણી નાખ્યું છે" ત્યાં સુધી એ દૂધે બાંધેલ લોટ અજીઠો ન ગણાય. વળી ત્રીજો દાખલો આપું એટલે ઓફીશીયલનો પુરેપૂરો અર્થ સમજાઇ જશે.

કરાચીમાં પ્લેગ હોય પણ જો સરકારી Gazette ગેઝેટમાં (declare) જાહેર ન થયું હોય તો પરદેશી રાજ્યો કરાંચીને Infected તરીકે ગણી શકે નહિ. આનું નામ તે ઓફીશીયલ.

નાગર સિવાયની અન્ય કોમો નાગરના લોટને અડે, પાણીને અડે પણ જેવાં લોટ અને પાણી ભેળાં થયાં કે તે ચીજ 'અભડાય'. અન્ય કોમો તો ઠીક, પણ ખુદ નાગરો પણ કપડાં (જોડા નહિ) પહેરીને અડે તો તે પીંડો અપવિત્ર થાય; આ પીંડો ખરેખર પવિત્ર છે, કે અપવિત્ર, તે આ પૃથ્વી ઉપર હજી તો કોઈ પેદા થયું નથી કે જે સમજાવી શકે; કેમ કે આ પીંડાને અડકેલો આપણો જે હાથ, તે વગર અજીઠાં પાણીએ ધોયા સિવાય બીજી કોઈ ચીજને અડારી શકાય નહિ. એટલે પીંડો જે પવિત્ર હતો તેને હાથ અડવાથી તે પીંડો તો અપવિત્ર થાય પણ આપણો હાથ જે પવિત્ર પીંડાને અડયો તે પવિત્ર પીંડાને અડવાથી અપવિત્ર થયો. ધ્યાન રાખવાનું છે કે પીંડાને અડયા પહેલાં તે હાથ અપવિત્ર નહોતો કેમકે તે હાથ ગમે તે ચીજને કાંઈ પણ હરકત શીવાય અડી શકતો હતો.

આ નિયમમાં પણ અપવાદો છે જેવાં કે દૂધમાં બાંધેલું મોતીયા લાડુનું દળ, પાણીથી બનેલી ચાસણીમાં પડે તો પણ અજીઠું ગણાય નહિ. મેસુબ પણ ઉપર પ્રમાણેજ બને છે તોપણ અજીઠો ગણાય નહિ; લુવાણા વગેરે અન્ય કોમોના કંદોઇઓની દુકાનેથી ગાંડીયાની સાથે પડેલા, પેંડા, બરફી, મેસુબ, માવાનાં જાંબુ, ગાંઠીયા જે ત્રાજવે તોળાતા હોય તેજ ત્રાજવે તોળાવીને લઈ શકાય.

ખમણ ઢોકળાં વગર અજીઠાં ગણાય. પાટણમાં નાગરો જમતાં જમતાં, પડખે પડેલા કળશીયા પ્યાલામાંથી મોઢે માંડીને ( ડુચીને ) પાણી પીએ છે અને તે એમનો રીવાજ છે. અને તે કળશીયો પ્યાલો તેઓ અજીઠો ગણતા નથી. કચ્છમાં એવો રીવાજ હોવાનું મેં એક કચ્છી નાગર ગૃહસ્થની વહુને મોઢેથી સાંભળ્યું છે કે, મગની દાળ જે પાણીમાં પલાળી હોય તે પાણીમાં બનાવેલી ચીજ અજીઠી ગણાતી નથી. ઘીમાં તળેલી ચીજ અજીઠી હોઈ કે થઇ શકે પણ ઘી પોતે

અજીઠું થઇ શકેજ નહિ. મરમરા અજીઠા ગણાતા નથી જો કે ચોખા, ગરમ પાણીમાં રાખવામાં આવે છે તોપણ. કોઈ કાઇ જગ્યાએ ઘીની પેઠે દૂધ અને તેલ પણ અજીઠું થતું નથી.

બીસ્કીટ પાણીમાં બંધાય છે છતાં અજીઠી ગણાતી નથી પણ તેના સમર્થનમાં તો કદાચ કહી શકાય કે સાહેબ લોકો એ પોતાના મુલકમાં બનાવે છે એટલે અજીઠી ગણાય નહિ. આવા આવા તો અનેક અપવાદો ટાંકી શકાય એમ છે.

વળી આ "અજીઠા"ના પ્રિન્સીપલમાં બીજી પણ એક ખુબી છે. ખડધન એટલે કે જંગલી અનાજ વગર વાવેલું અનાજ એના લોટમાં પાણી પડે તો તે અજીઠું નહિ. લોટની કોઇપણ ચીજમાં પાણીનો એકજ છાંટો, પડે તો તે ચીજ અજીઠી કરવાને પુરતો છે. વળી કાંઈ પણ ચીજ. વસ્તુ, વગર બાફેલાં શાક, ફળ. ફુલ વિગેરે એવી બધી ચીજને અડી ગઈ હોય તો તે ચીજ પાણીએ ધોવાથી પાછી વગર અજીઠી થઇ શકે છે. આખો વગર બાફેલો દાણો પણ ધોવાથી અજીઠો મટી શકે છે. પણ લોટ પાણીના સ્પર્શથી અજીઠો મટતો નથી. લોટ તો જેમ પાણીથી ધોતા જાઓ તેમ તેમ વધારે ને વધારે અજીઠો થતો જાય છે એ લોટનો વિશેષ ગુણ છે. પાણી કે જે કોઇ પણ ચીજને પવિત્ર કરવાને સમર્થ છે એમ અમો સંધ્યા કરતી વખતે મંત્રોચ્ચારણ કરીએ છીએ, તે પાણી પણ આ અમારા લોટની આગળ અસમર્થ નીવડયું છે. પરંતુ એનો પણ રસ્તો અમો ચતુર નાગરો કાઢયા વગર કેમ રહીયે? એજ પાણી કેળના સ્થંભમાં ચડી જઇ કેળના સ્પર્શના પ્રભાવથી એવો ગુણ સંપાદન કરે છે કે જ્યારે તેજ પાણી કેળના સ્થંભમાંથી નીચોવાઇને બહાર આવે છે ત્યાર પછી જો લોટ સાથે મેળવવામાં આવે તો લોટ કાંઈ પણ અજીઠાંનો Protest કર્યા વગર તેના સાથે હળેમળે છે.

બોલો શ્રીનાગરી નાતની જય.

............

# શ્રીકચ્છ કાઠિયાવાડ વડનગરા નાગરમંડળઃ અમદાવાદ.

## ટુંક અહેવાલ.

મંડળ સ્થપાયાને ૬ વર્ષ થયાં છે. આજે ૩૦ સભ્યો છે. પણ ભાઇઓમાં ઉત્સાહ વધતો જાય છે. દર વર્ષે શ્રીહાટકેશ પાટોત્સવ ને દિવસે, મંડળ આહિં વસતા સઘળા કચ્છ કાઠીયાવાડના ભાઇઓને નોતરી પ્રસંગ ઉજવે છે. મંડળનાં કાર્ય માટે બે સંયુકત મંત્રીઓ, કોષાધિકારી, બે સંયુકત હિસાબ તપાસનાર અને અન્ય ચાર સભ્યોનું વ્યવસ્થાપક મંડળ છે. દર વર્ષે નવી ચુંટણી થાય છે. આવાં મંડળોના હોય તેવા ઉદ્દેશ નિયમો વગેરે ઘડેલા છે. અત્યારે તો, મંડળે ૭ યોજનાઓ ખાસ હાથ ધરેલ છે. (૧) અહિંનું આપણું વસ્તી પત્રક, (૨) પુસ્તકાલય અને વિનોતેજક કાર્ય, (૩) વૈદ્યકીય સહાય્ય, (૪) વાસ અને ભોજનગૃહ (Club), (૫) શુભાશુભ પ્રસંગોમાં સાહાય્ય (૬) પારિતોષિકો અને પાંડિત્ય વેતનો દરેકમાં થોડું થોડું કાર્ય થયેજ જાય છે. જ્યાં સુધી આર્થિક સ્થિતિ બિલકુલ સારી ન થાય ત્યાં સુધી એકેકયમાં બહુ પ્રગતિશીલ તો નહીં થઇ શકાય. અહિં વસતા સર્વ કચ્છ કાઠીયાવાડના નાગર બધુઓની કમમાં કમ સભ્ય તરીકે તો પોતાનું નામ નોંધાવવાની અને કાર્યમાં રસ ભર્યો ભાગ લેવાની અવશ્ય પવિત્ર ફરજ છે એટલું તેમને આ લેખ દ્વારા યાદ આપવાની મંડળના કાર્યવાહકો રજા લે છે.

## બે સભાઓ. ૧ સામાન્ય સભા.

સભ્યોની સામાન્ય સભા તા. ૧લી એપ્રિલના રોજ આકા શેઠના કુવાની પોળમાં રા. શંકરલાલ દોલતરામ સવાદીયાના પ્રમુખપદ નીચે મળી હતી. ગયા વર્ષનો અહેવાલ વંચાયો અને મંજુર થયો તથા હિસાબ રજુ થયો. નવાં વર્ષ માટે અધિકારી મંડળ નીચે પ્રમાણે ચુંટાયુ:—

### સંયુક્ત માનદ મંત્રીઓ

રા. મનવંતરાય દિનમણીશંકર વૈદ્ય (2nd class) L. T. M

રા. વિજયરામ પ્રીતમરામ ઓઝા. M. A.

### કોષાધિકારી.

રા. ગુણવંતરાય ભગવતીદાસ માંકડ. M. D.

### સંયુક્ત માનદ હિસાબ તપાસનાર.

રા. ચુનિલાલ હરીલાલ અંજારીયા

રા. દેવીપ્રસાદ ગૌરીશંકર વસાવડા, B. A. L. L. B.

વ્યવસ્થાપક સમીતિમાં નીચેના સભ્યો ચુંટાયા હતા

૧. રા. શ્રીમંતરાય અંબાવીદાસ વસાવડા B. A.

૨. રા. શંકરલાલ દોલતરામ સવાદીયા L. L. B.

૩. રા. મહાપ્રસાદ નરસિંહપ્રસાદ ભગત.

૪. રા. મગનલાલ માણેકલાલ ધોળકીયા B. A. B. T.

ત્યાર બાદ ઉપહાર લઇ સભા વિસર્જન થઇ હતી

### ૨. પાટોત્સવ સમારંભ.

કાર્યક્રમનાં વિશિષ્ટ અંગો નીચે પ્રમાણે હતાં.

(૧) પ્રમુખ માટે દરખાસ્ત રા. મગનલાલ ધોળકીયા B.A;B.T. મુ. રા. રા. હીરાલાલ કેશવલાલ નાણાવટી પ્રમુખસ્થાને વિરાજ્યા હતા. (૨) મંગળાચરણ ચિ. જ્યોન્દ્ર ચન્દ્રશંકર વૈષ્ણવે ગાઇ શ્રીહાટકેશની પ્રતિમાને પુષ્પમાળા સમર્પી હતી. (૩) ઇષ્ટ સ્તુતિ. ચિ. બાળાલક્ષ્મી મગનલાલ માણેકલાલ ધોળકીયા અને ચિ બિન્દુમતી વિષ્ણુપ્રસાદ નંદલાલ વ્હોરાએ ગાઇ મ્હેમાનોને પુષ્પથી વધાવ્યા હતા. (૪) સ્વાગત કાવ્ય. ચિ નિરંજન વિષ્ણુપ્રસાદ વ્હોરા. (૫) મંત્રી રા. મનવંતરાયે

પસાર થએલા કોઇ વૃદ્ધો કે વૃદ્ધસંન્યમાનાઓ આપણી જ્ઞાતિના ટ્રસ્ટીઓ ગણાવતાને અમ્હારે એકજ અરજ ગુજારવાની છે કે જ્ઞાતિને ઉધ્ધત બનાવી દેવાની અમ્હારી જરાયે ખાહેશ નથી. બનશે તો જ્ઞાતિનું છે તેના કરતાં સારા પાયા ઉપર ચણતર સૂચવી શકશું અને નહિતર બુધ્ધિભેદ તો નહિજ કરિયે એટલી ખાત્રી રાખી, તે વડિલો, આજ સુધી બતાવી છે તેવીજ બેફીકરાઇથી છાતીએ હાથ રાખીને અનુમોદન ન આપે તોય આશીર્વાદ તો આપેજ એવી તેમને પ્રાર્થના છે.

આ પ્રશ્નાવલિના જવાબો અમ્હને આવ્યાજ જાય છે. એમ લાગે છે કે ઘણાને આ પ્રયાસ ઠીક લાગ્યો છે. તો હજુ પણ જે ભાઇઓથી જવાબો આપવાનું ન બન્યું હોય તેમને અમ્હારે વિનંતિ કરવાની કે ઉતાવળ કરી આપ આપના જવાબ અમ્હને જરૂર મોકલી આપો. શ્રાવણ સુદ બીજ સુધી મુદત હતી તેને બદલે ભાદ્રપદ સુદ બીજ સુધી જવાબો આવશે તોપણ ચાલશે. આમ કરવામાં બને એટલા વધુ જવાબો મેળવવા એજ અમારો હેતુ છે. આશા છે કે આ એક વખત તો અપચા રૂપી તંદ્રામાં પડેલી આપણી જ્ઞાતિ શિર હલાવી, જાગ્રત થઇને પ્રતી સંખ્યામાં જવાબો આપશો. પ્રશ્નાવલિની નકલો અમારા કાર્યાલયમાંથી કોઇ પણ ભાઇને મળી શકશે. અધિ. નાગરિક.?

## મત દર્શન.

આજ સુધી તમારૂં ' નાગરિક ' હું નોતરતો—સત્કારતો તે એક કડવી ફરજ તરીકેજ હતું. ઉપર ઉપરથી વાચતો અને એમજ માનતો કે એકેય સારો લેખ નથી આવતો. તમે જુના સહાધ્યાયી અને હરિભાઈના ભાઇ એટલે લેવું જોઈએ એવી બુદ્ધિથી લેતો. પણ ગયા Easter માં પ્હેલેથી Up-to-date બધા Issues વાંચ્યા અને મારો મત ફર્યો છે. તમારા કેટલાક લેખકો ખરેજ આવાજ છે. તમારી પસંદગી એ અણમોલી છે. હવેથી મ્હને રસ રહેવાનોજ. એની સાબિતી મા ' પ્રશ્નાવલી ' તુરત ભરી રવાના કરી આપું છું. જરા વહેલી

મોકલી છે. કેટલાએક સવાલોનું સ્વરૂપ જરાક Awkward લાગેછે તે સંતોષકારક નથી લખ્યા, બાકી સારૂં છે.

રા. રા. વિજયરામ પ્રિતમરામ ઓઝા, એમ. એ.

'આ પ્રશ્નાવલિને લીધે આપે જ્ઞાતિબંધુઓને આ રીતે પોતાના વિચારો રજુ કરવાની તક આપી તે માટે આપનો અને જે મિત્રે મને આ પ્રશ્નાવલિ આપી મને તક આપી તે માટે તે મિત્રનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું.'

રા. રા. વેણીલાલ છગનલાલ બુચ.

'આવા અભ્યાસોને સર્વનો ટેકો મળે એમાં મ્હારો મજબુત ટેકો છે. આવું કામ પ્રચારકાર્ય તરીકે ગામોગામ વાતચીતો અને ભાષણો દ્વારા સ્ત્રી પુરૂષોએ સમજાવી નક્કી કરવું જોઇએ અને તેમાં પૈસાની પહેલી જરૂર અને તે જરૂર ધનવાનોનાં ઘર ફાડીને બળપૂર્વક ધન કઢાવી આવા સન્માર્ગે વાપરવાં જોઇએ.'

રા. રા. સુન્દરરામ પુંજાભાઇ વસાવડા.

અઠવાડીક "ગુજરાતી"ના તા. ૧૫-૪-૨૮ના અંકમાં શ્રીનયન સુખલાલ પંડયાના એક ચર્ચાપત્ર ઉપરથી જાણ્યું છે કે આપના ત્રૈમાસિકમાં આશરે ૧૨૫ પ્રશ્નોની એક પ્રશ્નાવલી પ્રગટ કરવામાં આવી છે જે બ્રાહ્મણ જ્ઞાતિને લગતી છે. તો આપને વિનંતી કરવાની કે તે પ્રશ્નાવલીની એક નકલ મહેરબાની કરી મ્હને મોકલાવશોજી. અમે (સુરત જીલ્લાના) ગોતાળા બ્રાહ્મણ જ્ઞાતિનું મુખપત્ર "મૌક્તિક" દ્વૈમાસિક પ્રગટ કરીએ છીએ જેનો હવે થોડા દિવસમાં અંક તૈયાર થશે. તેની એક નકલ આપને રવાના કરીશ. આપની પ્રશ્નાવલિનો ઉપયોગ અમારી જ્ઞાતિ માટે કરવાનો ઇરાદો હોવાથી મંગાવી છે. આશા છે કે આપ મોકલશો.

રા. રા. જશવંતરાય ઘનશ્યામરાય મહેતા.
સંપાદક "મૌક્તિક."

'પ્રશ્નાવલિ ખરેખર તલસ્પર્શી અને સત્યને તારવી કાઢવામાં ખુબ કામ લાગે એવી છે.'

રા. રા. મંજુલાલ રં. મજમુદાર. B. A. L L B.

નાગરિક પ્રશ્નાવલિ રચવામાં જે શ્રમ તમે ઉઠાવ્યો છે અને ઉત્સાહ બતાવ્યો છે તે સારૂં તમને અભિનંદન આપું છું. મ્હારા પોતાના જવાબો આપને મોકલી આપીશ. જાહેર પ્રજા આ બાબતમાં રસ લે તે સારૂં હું આ બાબતમાં "ગુજરાતી" "મુંબઇ સમાચાર," અને Indian Daily Mailમાં અવાર નવાર લેખ લખું છું.

**રા. રા. નયનસુખલાલ હરિલાલ પંડયા.**

પ્રશ્નો મહાન વિચાર અને ઉદ્યમથી ઘડી કાઢયા છે એમ કહેવામાં કાંઇ પણ અતિશયોકિત નથી. મહેનતનું શુભ પરિણામ આવ્યા વિના રહેશે નહી.

**રા. રા. લાભશંકર પી. મહેતા.**

અલબત, દરેક પ્રશ્ન બહુ અગત્યના અને જ્ઞાતિના શેષ આયુષ્યને સંબંધ ધરાવતા છે. તે પ્રશ્નો માત્ર આપણી જ્ઞાતિને માટે વિશિષ્ટ નથી પણ સઘળી જ્ઞાતિઓને માટે સામાન્યછે એમ કહીએ તો ચાલી શકે.

**રા. રા. માનશંકર પીતાંબરદાસ મહેતા.**

............

# જ્ઞાતિસમાચાર.

**નાગર યુનિયન સ્પોર્ટ્સ ક્લબ, ખાર, મુંબઈ.**

ગઈ તા. ૨૫મી માર્ચને રોજ આપણી જ્ઞાતિના બાળકોને શારીરિક ઉતે-જન આપવા વાસ્તે મેળાવડો કર્યો હતો, અને લગભગ ૨૫૦ નાગર ભેગા થયા હતા. તેમાં રનીંગ રેસ ૧૦૦ વાર; ાા માઈલ બ્લાઇન્ડ મેન્સ બફ; થ્રીલેગેડ રેસ; લેમન એન્ડ સ્પુન વિગેરે રેઈસીઝ હાલી હતી. માત્ર ૨૦ વર્ષની અંદરના છોકરાં વાસ્તે હતી. પ્રાઇઝ દરેક રેઈસમાં ૧લા નંબરને રૂપાનો મેડલ તથા બીજા નંબરને રૂપાનાં મીનાકારી બટન્સ આપ્યાં હતાં. નાની છોકરીઓને વાસ્તે પણ સ્કીપીંગની રેઇસ રાખી હતી. તેમાં ચાર છોકરી ઉતરી હતી.

**યુનિવર્સિટીનાં પરિણામો:**

અમારી ન્યુસ એજન્સી ઘણી ખામીવાળી છે એમ કબુલી લઇ, રહી જતા ભાઇઓની ક્ષમા યાચી, અમારી જાણ મુજબ અંતિમ પરીક્ષાઓમાં સફળ થયેલા ભાઇઓના નામ નીચે આપીએ છીએ.

**એમ. એ.**

વિષ્ણુપ્રસાદ વેણીલાલ બક્ષી.
ચ્યવનરાય પુરશોત્તમરાય આચાર્ય.

**એલ. એલ. બી.–બીજી.**

દિનકરરાય મયાશંકર અંજારીઆ.
હરિપ્રસાદ શિવપ્રસાદ દેસાઈ.
ઉત્તામકુમાર મોતીલાલ વસાવડા.
વિનયશંકર શુક્લ (જુનાગઢ)

બી. એ.

ગવરિપ્રસાદ ચુનીલાલ ઝાલા (ફર્સ્ટ કલાસ)
શંકરલાલ વજલાલ માંકડ.
અનંતરાય જટાશંકર માંકડ.
ધર્મસુખરાય વસાવડા

બી. એસ સી.

રમણીકલાલ હીરાલાલ અંજારીઆ.

બી. એજી.

મનહરલાલ ધનસુખરામ વોરા.

એમ. બી. બી. એસ.

સવિતરાય નારદલાલ માંકડ

બી. ઈ. ( સિવિલ )

ગિરીશ. એસ. દેસાઈ.

---

## અવસાન નોંધ.

### બગસરાના રાજ્યવૈદ્યનું અચાનક અને અકાળ અવસાન.

શ્રીયુત ગિરધરલાલ સંતોકરામ શુકલ રહેવાસી મૂળ જામનગર હાલ બગસરા જાતે વડનગરા નાગર બ્રાહ્મણ ચાલીસ વર્ષની વયે મુંબઈમાં ગઈ તા. ૮–૫–૨૮ને રોજ કીંગ એડવર્ડ મેમોરીઅલ હોસ્પીટલમાં હાર્ટ ફેઇલ્યરથી મરણ પામ્યા છે. સદ્ગત ઘણાં વર્ષો થયા બગસરા રાજ્યના વૈદ્યરાજ હતા, એમના પિતાશ્રી પણ રાજવૈદ્ય હતા. સદ્ગત સ્વભાવે ઘણાજ માયાળુ, મળતાવડા અને આનંદી હતા. સદ્ગત બાળવિધવા અને એક બાળકને મૂકી ગયા છે. પ્રભુ સદ્ગતના આત્માને સંપૂર્ણ શાન્તિ બક્ષો.

ભાવનગરના રા. રા. મહાસુખરાય સાકરલાલ મહેતાનું અકાળ અવસાન થયું છે. સ્વર્ગસ્થ કરાચીમાં ઘણાં વર્ષ રહ્યા હતા, તે દરમિયાન તેઓએ પોતાના મિલનસાર સ્વભાવથી, શાંત વ્યક્તિત્વથી, અને આત્મત્યાગી સેવાવૃત્તિથી સહુનો પ્રેમ મેળવ્યો હતો. શ્રીકરાંચી

વડનગરા નાગર મંડળના તેઓ ઉપપ્રમુખ હતા. અને શ્રી મંડળને પોતાની અંગત હાજરીની તથા આર્થિક અને તેટલી મદદ કર્યે જતા હતા. તેમના અવસાનથી મંડળને તેમજ કરાંચીમાં વસતા નાગરોને એક મુરબ્બીની ખોટ પડી છે. તેમના વૃધ્ધ પિતા ઉપર આવી પડેલી આ આપત્તિમાં અમારી સહાનુભૂતિ દર્શાવીએ છીએ. પ્રભુ સ્વર્ગસ્થના આત્માને શાંતિ આપો.

રા. રા. જયપ્રસાદ સી. બુચ-બી. એ. નું એકત્રીસ વર્ષની નાની વયે અવસાન થયું છે. સ્વર્ગસ્થે વિદ્યાર્થી જીવનમાં ખંતથી અભ્યાસ કરી, શિષ્યવૃત્તિઓ લઇ, બધા વિદ્યાર્થીઓ સાથે નિરભિમાનથી, હળી મળીને પોતાની શાંત અને બુધ્ધિશાળી પ્રતિભાથી બધાનો પ્રેમ મેળવ્યો હતો. આ નોંધ લેતાં અપૂર્વ મેધાચમકાર વાળા આપણા કેટલાએ યુવાનો શારીરિક ખિલવટ તરફ જરાપણ ધ્યાન આપ્યા વગર પોતાના જીવનને અકાળે વેડફી નાંખે છે. એમ લાગી આવે છે. સ્વર્ગસ્થનું શરીર બંધારણ બહુજ નબળું હતું. ઇશ્વર તેમના આત્માને શાંતિ આપે.

........................

# તરંગમાળા.

ઐતરેય બ્રાહ્મણમાં [1] એક વાત છે.

"ઋષિઓએ સારસ્વત સત્ર માડયો તેઓમાં કવષ ઐલૂષ નામનો એક માણસ હતો. તેમને તેઓએ સોમરસ ન આપ્યો અને કહ્યું "તે તો નીચજન્મનો, લુચ્ચો અને અબ્રાહ્મણ છે. તે કેમ આપણી મધ્યે બેસે?" એમ કહી તેને ઉજ્જડ વેરાન પ્રદેશમાં મૂક્યો, તે એવી ધારણાથી કે તૃષાથી તે મરી જશે. સરસ્વતી તેને જળ નહિં આપે. તૃષાર્ત તે આમ, વેરાન પ્રદેશમાં પડયાં પડયા 'અપોનપ્ત્રીય' નામનું સૂક્ત બનાવીને બોલી ગયો. આથી તે પાણીને પ્રિય થયો, તેને માટે પાણી ઉછળ્યા, તેને સરસ્વતીએ વીંટી લીધો. આથી તે ઋષિઓ બોલ્યા, "આને દેવોએ જાણ્યો છે. આને આપણે બોલાવીએ." તેને બોલાવી તેઓએ 'અપોનપ્ત્રીય'ના ઉચ્ચારો કર્યા."

× × × ×

કહે છે કે પ્રાચીનકાળમાં મતસહિષ્ણુતા વધારે હતી. બ્રાહ્મણો તો સદાયે મ્હોટા મનના હતા. વિશ્વામિત્રના વિફળ અને વ્યર્થ પ્રયાસો તરફ વસિષ્ઠની તો માત્ર વડિલ જેવીજ વૃત્તિ હતી. જે કાળે ભરતવર્ષ વિદ્યાથી અવદાત હતો, જે કાળે વર્ણવ્યવસ્થાનું રહસ્ય દરેક યથાપુરઃસર સમજતો, જે કાળે ઉંચી કક્ષાએ પ્હોચેલી ચર્ચા અને વિવાદની શૈલી આપોઆપ સત્ય પાસે માથું નીચું નમાવતાં શીખવતી, તે કાળે કવષ

[1] ઐ. બ્રા. ૨. ૧૯.

ઐલૂષને, જન્મથી નીચ છતાં, ઋષિઓએ, તેનું વિન જાણ્યે, પોતામાંનો એક ગણ્યો તે કંઈ બહુ અજાયબીભરેલો, બનાવ ન્હોતો. તે કાળે વર્ણવ્યવસ્થામાં અને મનોવિચારમાંયે એકદષ્ટ્યુ જોહાણી ન્હોતી. આપખુદી બ્રાહ્મણોએ ભોગવી હતી પણ તે બીજે કાળે. બ્રાહ્મણયુગમાં નહિં.

× × × ×

એજ ઉદાત્ત મતના ઋષિઓના વંશજો કહેવરાવતા ઘણાએ નાગરો આજે, " પરદેશ ગયેલાને પ્રાયશ્ચિત્ત આપી નાતમા લેવો જોઇએ ?" તે પ્રશ્નનો જવાબ નકારમાં આપવા જેટલા આપખુદ બને છે તે આપણે અનુભવીએ છીએ. સર લલ્લુભાઇને પંક્તિ આપી, ભાવનગરની નાતે તે ઋષિઓની મતસહિષ્ણુતાની પુનર્ઘટના આજે પણ શક્ય છે એમ સિધ્ધ કર્યું છે. પણ જ્યાંથી સરસ્વતીએ વદાય લીધી છે, ' વિદ્યાવદાતં મુખં ' એટલે શું તેની જેને ખબર પણ નથી. આજે પણ બ્હારની દુનિયા શું કરે છે, કેમ આગળ વધે છે વગેરે જાણવાની જેઓ પરવા પણ કરતા નથી, પ્રાચીનકાળની આપણી સંસ્કૃતિની પરંપરામા આજે શા શા ફેરફાર થયા છે તે તથા તેનાં કારણો તપાસવા જેટલી જ્ઞાન-સમૃધ્ધિ જેમની પાસે નથી. અને એ કારણો નમ્રભાવે જ્ઞાનવૃધ્ધો પાસે સમજવા જવા જેટલી જેમનામાં હિમ્મત પણ નથી એવા કેટલાક જ્ઞાતિવૃધ્ધોએ ભાવનગરની નાતના ઠરાવને અનુમોદન નથી આપ્યું એમ જાણ્યું છે. આ પ્રજાકીય સત્તાના જમાનામાં, આ આપખુદ મુરબ્બીઓને ઉપલા ઋષિઓ, અને કવષ ઐલૂષ વાળી વાતનો ઉલ્લેખ કરી, જરાક વધુ વિચાર કરવાની વિનંતિ કર્યા સિવાય બીજું શું કહી શકાય ?

× × × ×

કોઈ પણ જાતની યોજના, તેને અમલમાં મૂક્યા પ્હેલાં સંપૂર્ણ વિચાર માગી લે છે તે સ્વતઃસિધ્ધજ છે. અમુક સ્થિતિમાં રહેતા જીવો અમુક વ્યવસ્થાથીજ રહે છે. વિશ્વમાં ઉપરટપકે જોનારને અવ્યવસ્થા અને અંધેર કદાચ લાગે પણ જેટલી જોઇએ તેટલી વ્યવસ્થા, વિશ્વના બધાય વ્યવહારમાં જો ન હોત તો આજે વિશ્વનું ચક્ર ક્યાંયે દોડી ગયું હોત અને તેની કરચ પણ હાથ ન આવત. પણ દેખીતી અવ્યવસ્થામાં,

સર્વત્ર વ્યવસ્થા પ્રવર્તે છે. પશુ, પંખી, જંગલી, અનાદી કે સુધરેલા સહુકોઈ અમુક વ્યવસ્થાથી એક સાથમાં રહે છે. વસવાટ કરવાને માટે બનાવવા પડતાં ઘરમાં પણ અમુક વ્યવસ્થા તો જોઇએજ. વળી અમુક વર્ષ તે ઘરની વ્યવસ્થા તૂટીજાય, તેનાં ચણતરમાં વાપરેલ માલ વગેરે સડવા માંડે ત્યારે તેનું પુનઃસંસ્કરણ પણ થવું જરૂરનું છે. આ બધાં તત્ત્વોની અહિં ફરીથી યાદ ન દેવરાવી હોય તોપણ સહુ કોઈ તે બધે પ્રવર્તે છે એમ કબુલ રાખે છેજ.

× × ×

પ્રાચીનોમાં પણ આ વ્યવસ્થા અને બંધારણ હતાજ તે સાબીત કરવા જવું પડે તેમ નથી. સમાજની વર્ણવ્યવસ્થા, આશ્રમવ્યવસ્થા વગેરે તરફ ધ્યાન આપનારને તે વાત તરતજ સમજાશે. માત્ર આજે અર્ધવિચારકો, પ્રાચીનોમાં હતી તેજ વ્યવસ્થા ચાલુ કરવાનું કહેતાં એક વાત ભૂલી જાય છે કે ગમે તેવું વ્યવસ્થિત ઘર હોય તોપણ અમુક સમયે તો તેનું નવં સંસ્કરણ થવુંજ જોઇએ.

× × × ×

આપણી નાગરજ્ઞાતિ આજે નવીન સંસ્કરણ માટે રાહ જોઇ રહી છે. જ્ઞાતિનું અમુક સર્વમાન્ય બંધારણ ન હોય ત્યાંસુધી જ્ઞાતિ, એક સમૂહ તરીકે આગળ નજ વધી શકે. આજે આપણી જ્ઞાતિમાં બંધારણ જેવું બહુ નથી રહ્યું તેનેવિશે કોઇને પણ શંકા નથી. ત્યારે જ્ઞાતીય સુધારણાનો વિચાર કરનારને સહુથી પ્હેલાં બંધારણ–સર્વમાન્ય બંધારણ–ઘડવાની પોતાની ફરજ સ્પષ્ટ દેખાઇ આવે છે. પણ જે બંધારણ ઘડવાનું છે તે સર્વમાન્ય હોવું જોઇએ તે પ્હેલેથી બરાબર સમજી લેવું જોઇશે. તેમ કર્યા વગર બંધારણ વ્યવહારમાં ઉપયોગી નહિ નીવડે. અને તેને સર્વમાન્ય કરવા માટે, તે ઘડવામાં સર્વની સંમતિ લેવી જોઇએ. 'ભિન્ન રૂચિર્હિ લોકઃ' વાળી કાલિદાસની ઉક્તિ કાલથી અબાધિત રહી આજે પણ સત્ય છે. અને તેથી કરીને આ સંમતિ લેવા-જતાં, જૂદા જૂદા મતો આપણી સમક્ષ આવે તેને માટે આપણે તૈયાર રહેવું જોઇએ. આ મતોનો વિરોધ ટાળવાનો એકજ ઉપાય છે.

બધાના મનનું અમુક તત્ત્વ બંધારણમાં આવે અને અમુક છૂટછાટ બધાએ કરવી પડે. મ્હારોજ કક્કો સાચો એમ ધડ લઈ બેસનારને હૈયે જ્ઞાતિનું હિત જરાય નથી એમ સમજી લેવું જોઈએ. કોઈ પણ કામ કરવાની શરૂઆત પ્હેલાં, તે કામ કોઇ પણ ઉપાયે આપણે પાર પાડવું છે એ નિશ્ચય જોઇએ. એ નિશ્ચય પાર પાડતાં પોતાના મતને, બીજાને અનુકૂળ થવા ઘણી રીતે ફેરવવા પણ પડે. કદાચ એમ બને કે શુદ્ધ મનથી વિચાર કરતાં પોતાના મતનું સત્ય પોતાને છોડવા જેવું ન લાગે તોપણું, તે મત પોતાને માટે રાખી, બહુમતિ કરતી હોય તેને માન આપતાં તો શીખવુંજ જોઇએ. બહુમતિને માન આપ્યા સિવાય, અને આપવાની મનોવૃત્તિ કેળવ્યા સિવાય, સર્વમાન્ય રસ્તો કદી નહિં નીકળી શકે.

............

# નોંધ.

નાગરિકનાં અસ્તિત્વની શકયતામાં ન માનનારાઓને અજાયબ કરીને નાગરિક હજી તો જીવન ભોગવે છે. નાગરિકે રજુ કરેલી પ્રશ્નાવલિ બધા ભાઇઓના વિચાર પ્રેરે છે એમ જ્યારે જાણીએ છીએ ત્યારે એટલોતો જરૂર દિલાસો મળે છે કે અમ્હે આ બધી ધાંધલ નકામી નથી મચાવતા. વ્યવહારિક છેવટ આમાંથી શું લાવી શકાશે તે અત્યારે અચોક્કસ છે. પણ અમ્હારા દિલની નિખાલસતા માટે અવિશ્વાસની નજરથી ન જોવા સર્વને વિનંતિ છે.

× × × ×

નાગર જ્ઞાતિનાં જૂદાં જૂદાં મથકોની જ્ઞાતિને તેમજ મંડળોને અમે તેમની પાસે હોય તે બંધારણોની અક્કેક નકલ અમ્હને મોકલવાની વિનંતિ કરી છે. આ બંધારણને નાતના ધારાઓ સમજવાની કોઈ ભૂલ ન કરે. અમ્હારે તો જ્ઞાતિનું કે મંડળનું Constitution હોય તોજ જોઇએ છીએ. આશા છે કે નિખાલસ મનથી, માત્ર અભ્યાસ કરવાની વૃત્તિથી કરેલ આ વિનંતિને સર્વ મંડળો તેમજ જ્ઞાતિના આગેવાનો સ્વીકારશે.

## ખુલાસો.

માગશર અંકનો સ્વ. કલ્યાણરાયભાઈ વાળો લેખ રા. રા. મૂળશંકર કલ્યાણરાય બક્ષીએ લખ્યો હતો અને તેમાં રા. રા. મૂળવંતરાય પ્રેમશંકર બક્ષીનો હાથ ન્હોતો. રા. રા. મૂળશંકરને બદલે મૂળવંતરાય ક. બક્ષી લખાયું હતું તે અમ્હારીજ ભૂલ હતી જેને માટે માફી ચાહીએ છીએ.

× × × ×

ગયા અંકમાં પ્રસિદ્ધ થએલ 'નાગર' નામની કવિતા અમ્હને રા. રા. સૂર્યશંકર બ. વૈદ્ય તરફથી મળેલ છે એમ અમે લખ્યુંજ છે. તેના કર્તા તેઓ છે એમ કયાંય લખેલજ નથી. અમ્હને હવે ખબર પડે છે કે તેના કર્તા રા. રા. છગનલાલ મુ. વછરાજાની છે. આશા છે કે આ ખુલાસા પછી કોઇ પણ અમ્હારો કે રા. સૂર્યશંકરભાઇનો દોષ આમાં નહિજ જુએ. 'તરફથી મળેલ' લખ્યું હતું તેજ બતાવે છે કે અમ્હે તેમજ રા. સૂર્યશંકરે, તે લેખ રા. સૂર્યશંકર છે એમ કદી પણ કહેવા નથી માગ્યું.




પુ. ૩. અં. ૪
ભાદ્રપદ, ૧૯૮૪.

## ખાસ જોજો.

(૧) મુખપૃષ્ઠ.
(૨) આવતા અંક માટે પાછળનું પૂઠું.

શ્રીકચ્છીવડનગરાનાગરમંડળ તરફથી
તંત્રીઓ
ચન્દ્રશંકર અમૃતલાલ બુચ.
ડોલરરાય રંગીલદાસ માંકડ.

# શ્રી કરાચી વડનગરા નાગર મંડળ
# અને નાગરિક

## અગત્યની નોંધ.

શ્રી મંડલની એક અસાધારણ સભા તા. ૨૧-૯-૨૮ ને રોજ શ્રી મંડલના મકાનમાં રા. રા. ત્યાશંકર પ્રાણશંકર ઢેબરના પ્રમુખ પણા હેઠળ મળી હતી. સભામાં ૨૮ સભ્યો હાજર હતા. નીચેનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

વિભાગ ૧ લોઃ—શ્રી મંડલ તરફથી પ્રગટ થતું ત્રૈમાસિક નાગરિક ત્રીજુ વર્ષ પુરૂ કરે એટલે બંધ કરવું.

ઠરાવ Requisition દ્વારા મુકાયો હતો તરફેણમાં ૨૨ વિરૂદ્ધ ૧

વિભાગ ૨ જોઃ—નાગરિકના તંત્રિઓ જો મંડલ માગે તો તુટી ભરી દઇને નાગરિક ચલાવવા માગે તો પ્હેલા બે અંકોમાં શ્રી નાગર મંડલની નાણાં વિષયક અને મત વિષયક જોખમદારી હવેથી બંધ થઇ છે એવું છપાવીને ચલાવે.

રજુ કર્યોઃ—ચંદ્રશંકર બુચ.
ટેકોઃ—ડોલરરાય રંગીલદાસ માંકડ
તરફેણમાં ૧૮

આ ઠરાવ પરની ચર્ચાનો મુખ્ય મુદ્દો એ હતો કે શ્રી મંડલ એક સંસ્થા તરીકે નાગરિક પ્રજ્ઞાવલિ અને એના ઉત્તરોનાં પૃથક્કરણ માટે જોખમદાર નથી અને એવા પ્રકાશનો સાથે શ્રી મંડલ સંસ્થા તરીકે સંમત ન હોઇ શકે.

ડોલરરાય રંગીલદાસ માંકડ
મંત્રિ ક. વ. ના. મં.



## ભચેચ કપ.

અમદાવાદના શ્રી ગોપાલશંકર વેણીશંકર ભચેચે, શ્રી જુનાગઢ વડનગરા નાગર નિરાશ્રિત ફંડની કાર્યવાહક કમિટિ મારફત દર સાલ રૂા. ૧૦) ની કિંમતનો એક રૂપાનો પ્યાલો–ભચેચકપ (જુનાગઢના રહેવાશી જે નાગર વિદ્યાર્થી બી એ. અગર કાર્યવાહક કમિટિને યોગ્ય જણાય તેવી યુનિવર્સિટિની ડીગ્રીની બીજી કોઇ પરીક્ષામાં ઉંચે નંબરે પાસ થાય તેને) આપવાની ઇચ્છા બતાવેલી હતી.

આ ઇચ્છાનો નિરાશ્રિત ફંડની જનરલ સભાએ સ્વીકાર કર્યો છે.



# અભિપ્રાયો.

"આપનું માસિક કેવળ નાગરનેજ માટે નહિ પણ નાગરિકને માટે હોઈ નામ સાર્થક કરે છે. એના લેખ જ્ઞાતિની ભૂમિકાના જે છે. તે પણ ઉંચી પ્રતીના છે." રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

"તે ગમ્યુ છે." રા. ર. નરસિંહરાવ ભોળાનાથ.

"આ પ્રથમ અંક બહુ ઉત્તમ નીકળ્યો છે એમા કાંઇ શક નથી"

રા. રા માનશંકર પીતામ્બરદાસ મ્હેતા.

એજ કોટિનું પણ કંઇક વધારે મનનીય ને સંગીન લેખો અર્પતું નાગરિક ત્રિમાસીક, કરાચીથી બહાર પડે છે. બીજાં નિઃસત્વ જ્ઞાતિપત્રો આગળ આ બન્ને ત્રિમાસિક ઉજળો દ્રષ્ટાન્ત છે.

સૌરાષ્ટ્ર તા. ૨૪-૭-૨૬

ગુમાવેલું સંસ્કરિત્વ જે વડે પોષાય તેવીજ ચર્ચા પોષવાનો આ ત્રિમાસિકનો ઉદ્દેશ સ્તુત્ય છે. મુદ્રણ અને ગેટઅપ સુંદર અને આકર્ષક છે.

ધી ગુજરાતી તા. ૨૫-૪-૨૬

"કોમી માસિકોમાં સૌથી ઉંચે નંબરે આવે એમ મ્હને લાગે છે. લખાણોના વિષયોની પસંદગી પણ ઉપયોગી અને સુંદર છે."

બ્હેન જ્યોત્સના શુકલ.

"નાગરિક માત્ર નાગરોનુંજ નહિ પણ સર્વે નાગરિકોનું પત્ર બને એમ કરવા આપે પ્રયત્ન કર્યો છે તે પણ બહુ યોગ્ય છે ..... સંતતિનિયમન જેવા ગંભીર પ્રશ્ન વિષે લેખો પ્રસિધ્ધ કરવાની આપે શરૂઆત કરી છે તેથી મને બહુજ આનંદ થયો છે. નાગરબ્હેનો પોતાના કડવા મીઠા અનુભવો પત્ર રૂપે (ગમે તો સહી વગર) પ્રસિધ્ધ કરે તો બહુ લાભ થાય. શ્રી. સૌ. સરોજીની મ્હેતા.

"નાગરિકનું બીજું વર્ષ ફાગણમાં ( માગસરમાં )જ બેઠું. ત્યાં લગીના પાંચ અંકોમાં તેણે આખા પ્રાંતના પત્રકારિત્વમાં સારો હિસ્સો આપ્યો છે એમ કહેવામા અત્યુક્તિ નથી. ઉત્સાહભર નવીન દ્રષ્ટિ વિદ્વાન પ્રૌઢ વિચારને વરે ત્યારે કેવું, સર્વાનંદકારી ફળનીપજે તેનો 'નાગરિક' જીવતો જાગતો દાખલો છે કૌમુદી પુ. ૭ અં ૩

---

## 'નાગરિક'

(ત્રૈમાસિક)

ઉદ્દેશો.

૧. ધાર્મિક, નૈતિક, સામાજીક, જ્ઞાતિવિષયક અને ખાસ કરીને નાગર જ્ઞાતિને લગતા વિષયો ચર્ચવા

૨. સતત અભ્યાસ અને શોધક વૃત્તિથી, જ્ઞાતિવિષયક પ્રાચીન અને અર્વાચીન વિચારોનો સુસંયોગ કરવો.

૩. નાગરજ્ઞાતિના જુદાં જુદાં સ્થળોને લગતા સમાચારો હકીકતો વગેરે દુર વસતા ભાઈઓની જાણ માટે પ્રસિધ્ધ કરવા.

ઉપરના ઉદ્દેશો પુરા પાડવા માટે અમે વિદ્વાન લેખકોને તેમજ ઉદારદીલ ભાઈઓને લેખો મોકલવા તથા ગ્રાહક થવા વીનવીએ છીએ.

---

આ ત્રૈમાસિક કેમ્પબેલ રોડ કરાચી, પારેખ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું અને ડોલરરાય રંગીલદાસ માંકડે ૧૨, ગુલામહુસેન કાસમ બીલ્ડીંગ પ્રીન્સેસ સ્ટ્રીટ, કરાચીમાંથી શ્રી કરાચીવડનગરાનાગરમંડળ તરફથી પ્રસિધ્ધ કર્યું.

# અનુક્રમ


પુસ્તક ૩.　　　ભાદ્રપદ

અંક ૪　　　૧૯૮૪



૧. આન્હિકના કેટલા ભાગો રા. રા વિન્ધ્યરામ પી. ઓઝા. ૨૨૫

૨. જ્ઞાતિ સમાચાર ... .. ૨૨૯

૩ નોંધ ... ... ... ૨૩૨

૪. પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિ રા રા. લાભશંકર પી. મ્હેતા ૨૩૩

૫ કન્યા કેળવણી એક શિક્ષક ... ૨૪૧

૬. આન્હિકમીમાંસા ... રા. રા માનશંકર પી. મ્હેતા ૨૪૬

૭. ચર્ચાપત્ર ... , ગજેન્દ્રરાય ગૈ. બુચ ૨૫૨

૮ પ્રશ્નાવલિના ઉત્તરોનું પૃથક્કરણ ... ... ૨૫૭



'નાગરિક' ત્રૈમાસિક વાર્ષિક લવાજમ રૂા ૨-૮-૦ પરદેશના પાંચ શિલિંગ.

સઘળો પત્રવ્યવહાર નીચેને શરનામે કરવો

ડોલરરાય રંગીલદાસ માંકડ, મંત્રી નાગરિક, ૧૨ ગુલામહુસેન કાસમ બીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, કરાચી.


સૂચનાઃ—આ ત્રૈમાસિકમાં ચર્ચાતા વ્યકિતગત મતોની પ્રમાણે નાગરિકની નીતિરીતિ રહેશે એમ કોઇએ ન માનવું;— મંત્રી.

વિજયરામ આત્મરામ ઓઝા

# આહ્નિકના કેટલાક ભાગો

(તેનું છંદોબધ્ધ ભાષાન્તર)

[ ભાઇ ઓઝાએ નીચે 'આહ્નિકના કેટલાક ભાગોનું છંદોબદ્ધ **ભાષાન્તર'** કરવાનો પ્રયત્ન કર્યો છે. ભાષાન્તર ઘણું કરીને સરળ અને શુદ્ધ છે. આજે સમજ્યા વગર, ગોખણીઆ પધ્ધતિથીજ, આપણાં બધાં ધાર્મિક કાર્યો થયે જાય છે તેનું મુખ્ય અને જબરું કારણ તેમાં વપરાતી સંસ્કૃત ભાષા જ છે. સાથે સાથે એમ પણ લાગે છે કે સુધારકો અને આસ્તિકો વચ્ચે જે મોટો મતભેદ રહ્યા કરે છે તેમાં પણ, આ સંસ્કૃત ભાષાને લીધે ઉપજતી ગેરસમજુતીઓ ઘણો ભાગ ભજવે છે. શુધ્ધ અને સરળ ગુજરાતીમાં આપણી ક્રિયાઓ ઉતર્યા પછી, તેમના અર્થો સમજીને કેટલા ભાગો રાખવા જેવા છે અને કેટલા નથી તે આપોઆપ બધાને સમજાય તેવું થઇ જશે. **તંત્રી.**]

**ભસ્મધારણમંત્રઃ**

આ ભસ્મ, અગ્નિનું કાર્ય સાધી, દેહ શુદ્ધ બનાવજો.
જે પૂર્તિ જલ–થલ–વ્યોમ–વાયુ આપતાં તે આપજો.
જ્યોતિ જલ, રસ ને સુધા, ૐ ભૂ, ભુવઃ, સ્વઃસ્મરણથી.
સૌગન્ધિયુક્ત નિભાવકારી ત્રિમુખને આરાધીએ.

ગાયત્રીમંત્ર.

શુદ્ધિના દાન મોંઘેરાં, જે આપે સ્નિગ્ધ દૃષ્ટિથી
તે તેજઃપુંજનું ભર્ગ, ભક્તિથી સ્મરીએ અમે

પવિત્રીકરણ:

શુચિ કે અશુચિ હોયે, ગમે તેવી દશા વિશે,
ઇશના નામ માત્રથી, સદા તે શુચિ થઇ જશે.
જે ધરા સર્વને ધારે, જેને શ્રી વિષ્ણુ ધારતા,
તે ધરા મુજને ધારી, શુદ્ધ આસન આ કરે.

મંત્રાચમનઃ (પ્રાતઃ અને સાયં)

મન વચન થકી વા, હસ્તથી પાદથી વા,
ઉદરથી થયલા વા, અન્ય કો ઇન્દ્રિયોથી.
દહન સહુ થજો એ, પાતકો જે થયાં તે,
ગત રજની (દિનની) મહીં, શ્રીસૂર્ય કેરી કૃપાથી.

આવતી રજની[1] પ્હેલાં, થજો સૌ પાપનો ક્ષય,
તિગ્મ આ રશ્મિની માંહિ, બાળુંછું અઘશેષ હું.

---

૧. "આવતા દિનની પ્હેલાં" સાયં માટે.

મંત્રાચમનઃ (મધ્યાહ્ન.)

જળ સ્થળને પાવન કરે, સ્થળ પણ મુજને તેમ,
શ્રી દેવગુરૂ સ્મરણથી. ફળજો મ્હારી નેમ
અભોજ્ય ને એઠું કંઇ, વળી સૌ મમ કુચરિત્ર,
જળની આ અંજલી થકી, થઇ શકશે જ પવિત્ર.

અર્ઘ્યપ્રદાન.

સુવર્ણે રંગેલાં, કર સહિત વ્યોમે વિહરતા,
પ્રભો, ભાસ્વાન્ પૂષા, નમ ઉદય કાંક્ષાજ ધરતા.
જનોનાં પાપોનો ક્ષય કરી સદા રક્ષણ દીઓ,
ધરૂં છું આ અર્ઘ્યે, શત-નમન-સંમિશ્રિત લીઓ.

ઉપસ્થાનઃ

અમ ભય તું હરજે અંતરીક્ષે, પૃથ્વી પર કે નભ વિશે,
જે પાછળે કે આગળે ભય હોય તો તું નિવારજે
કે દિન વિશે, વળી રાત્રિમાં, હે ઇશ રક્ષા રાખજે,
સહુ દિશ થકી ઉધ્ધારીને અમ આશનું ફળ લાવજે.

તર્પણઃ

દેવ, માનવ, કે ઋષિ કો બ્રહ્મ કે તરણાં વિષે,
જે પિતૃઓ કે માતૃપક્ષી કુળ હજાર તર્યાં હશે,

સાપ દ્વીપની માંહિ જ્યાંહી હોય એ વસતા ખરે,
જે લોકમાં એ હોય ત્યાં આ ઉદક તેને તૃપ્તિ દે.

અગ્નિનાં વિસર્જનનો મંત્રઃ

દેવોમા શ્રેષ્ટ હે વહ્નિ, પધારો પરમેશ્વર,
જે સ્થાને સર્વ દેવો છે, ત્યાં પધારો હુતાશન.

ભોજન વિધિઃ

પ્રાણ આ અન્ન સ્વીકારો, અપાને પણ તેમ હો,
સમ તથા ઉર્ધ્વ શ્વાસોને, વિગત થાતા શ્વાસને.
પ્રાણના પંચ વાયુમાં, અન્નના આ કોળિયા,
હોમી હું તૃપ્તિ આપું છુંઃ સદા તેની હજો મયા.

............

# જ્ઞાતિસમાચાર.

"પૂર્ણ નિશ્ચયાત્મક અને સ્થિર મગજવાળા અને છતાં સામાંનું દ્રષ્ટિબિન્દુ જોનારા, પોતાનાં લખાણો અને ભાષણોમાં નિર્ણયાત્મક તેમજ માધ્યમિક બની શકે તેવા, અને ભવિષ્યના લાંબો વિચાર કરનારા આજે હિન્દુસ્થાનમાં તેમજ બૃહત્ હિન્દુસ્થાનમાં ગણ્યા ગાંઠયાજ છે. આપણા પૂર્વ આફ્રિકાના ભાઇઓને, આવા એક કાર્યકર્તા તેમની મધ્યમાં છે માટે અભિનંદન આપવું જોઇએ; અને તે રા. રા ઉછરંગરાય કેશવરાય ઓઝા. ભાઈ ઓઝા પૂર્વ આફ્રિકામાં ગયા તે માત્ર અકસ્માતથીજ, જોકે સમુદ્ર પારના આપણા ભાઇઓ માટે તેમનું હૃદય હંમેશાં બળતું રહેતું અને Voice of India ના તંત્રી તરીકે તેમના માટે બનતું કરવા હંમેશાં તૈયાર હતા. ટાંગાનૈકામાં. ટાંગનૈકા ઓપિનિયનના તંત્રી તરીકે એક વર્ષ સુધી ઉપયોગી કામ કર્યા પછી, રા. ભાઇ ઓઝા કેન્યાની રાજધાની નાયરોબી ગયા અને.ત્યાં, છેલ્લાં એક વર્ષ થયાં પોતાનું કામ ચલાવી રહ્યા છે. બે કે ત્રણ મહિના સુધી રા. ઓઝાએ પૂર્વ આફ્રિકાના હિન્દીઓની પ્રજાકીય કોંગ્રેસના ખાસ વ્યવસ્થાપક અધ્યક્ષ તરીકે કામ કર્યું હતું અને પછી તેની સામાન્ય મંત્રી નીમાયા હતા. નાયરોબીમાં મળેલી છેલ્લી હિન્દી કોંગ્રેસનો વિજય ઘણે ભાગે ભાઇ ઓઝાના અવિરત શ્રમને આભારી હતો. Common Ro'l ના પ્રશ્નને ફરી ચર્ચવામાં પણ તેમને ઘણું કામ કરવું પડયું હતું. પણ તેથી હિન્દીઓનો કેસ મજબુત થયો છે અને તે હવે જીતતો

સવાલ બન્યો છે. અહિયાં કહેવું જોઇએ કે કુંવર મહારાજસિંહ અને મી. આર. બી સુએન્ક, જેઓ હિન્દી સરકારના પ્રતિનિધિ હતા. તેઓએ આ બાબતમાં. તેમજ હિલ્ટન યંગ કમીશનની સામે ઐકયતા ભર્યો મોખરો માંડવાનું હિન્દી પ્રશ્નને સમજાવવામાં, ઘણું વખાણવા લાયક કામ કર્યું છે. કેન્યામાં, હિન્દી લોકોના, કોમી તત્ત્વ ઉપરની ચુંટણી માટેના પૂર્ણ બોયકોટથી, ત્યાંની યુરોપી કોમ ઉપર ગંભીર અસર થઈ અહિંના હિન્દીઓએ, પ્રખર યોધ્ધા એમ. એ. દેશાઇનાં મૃત્યુ પછી આવું પગલું નહીં લઇ શકાય એવું માન્યું હતું પણ આનો યશ બીજા નેતાઓને તેમજ ભાઇ ઓઝાનો મળવો જોઇએ. આ આ બંધમાં ભાઈ ઓઝાનો ખાસ ઉલ્લેખ કર્યો છે તેનું કારણ બીજા નેતાઓની અગત્ય ઓછી કરવાનું નથી, પણ અમને એમ લાગે છે કે ભાઇ ઓઝા પોતાનું કામ ઘણા સ્વાર્થત્યાગથી કરે છે તેઓ હિન્દુસ્થાનમાં પાછા આવવાની લાલચની સામે થયા કરે છે. અહિઆં વાતાવરણ વધુચંચળ બનતું જાય છે અને તેમના ગુણવાળા પત્રકારને અગત્યની જગ્યા જરૂર મળી જાય. કેન્યાના, હિન્દી પ્રશ્ન વિશે. ભાઇ ઓઝા કેટલાક સમજુ યુરોપીઅનો સાથે વાતો ચલાવી રહ્યા છે, એમ હું માનું છું. આ છેડેથી, શિખામણ આપવાનો મને તો કંઇ હકક નથી કારણ પૂર્વ આફ્રિકાના આપણા ભાઇઓ પોતાની સ્થિતિના ખરા વિચારક હોઈ શકે. પણ આજ ક્ષેત્રમાં કામ કરનાર તરીકે મ્હારે ભાઇ ઓઝાને તથા તેના સાથીઓને વિનંતિ કરવાની કે તેઓએ સંભાળથી કામ કરવાનું છે. આ વખતે લેવાયેલ એક પણ ખોટું પગલું, પૂર્વ આફ્રિકાના હિન્દીઓનું ભવિષ્ય નષ્ટ કરશે એટલુંજ નહિં પણ બૃહત્ ભારતને પણ ભવિષ્યમા નુકશાન પહોંચાડશે."

મોડર્ન રીવ્યુ. સપ્ટે. ૧૯૨૮ પૃ. ૩૪૪

રા. રા. શ્રીયુત દલુભાઈ દોલતરામ અંજારિયા મુબઇ સરકારના નાણાવિભાગના અસિસ્ટન્ટ સેક્રેટરી નીમાવાના વર્ત્તમાન પ્રગટ થયા છે. અમારા એમને અભિનંદન.

રા. રા. સર મનુભાઈ નંદશંકર મ્હેતા બટલર કમિટિ સમક્ષ હિન્દના રજવાડાના કેસને અંગે વિલાયત ગયા છે. રા રા. છેલશંકર લક્ષ્મીશંકર બક્ષિજીની આ સંબંધમાંનીજ કામગીરી વિષે સર લેસ્લી સ્કોટે બહુજ પ્રશંસા કરી છે એમ સંભળાય છે. નાગરોની મુત્સદ્દિગિરી અને રાજકારણક્ષમતાને હજુ જ્વલન્ત રાખનાર આવા ભાઇયોના ઉદ્યમા જ્ઞાતિને અભિમાન લેવા જેવું છે.

રા. રા. લાલભાઇ બક્ષિ સિંધિઆ કંપની તરફથી વેપાર ઉદ્યોગની તપાસ માટે જાવા, કોચીન, ચાયના. સાંયગાવ તરફ રવાના થયા છે. વ્યાપાર ક્ષેત્ર ખેડવામાં આગેવાની લેનાર ભાઇઓ નાગર જ્ઞાતિના ભવિષ્યમાટે કેટલો ઉંચો વારસો તૈયાર કરે છે એ કહેવાની જરૂર નથી.

---

લખવાને દીલગીરી થાય છે કે રા રા. મૂળશંકર કલ્યાણરાય બક્ષીનું અવસાન થયું છે. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપો.

## નોંધ.

પ્રશ્નાવલિને લીધે અમ્હારે વધુ ખર્ચમાં ઉતરવું પડેલું તેથી આ વખતે પાનાં ઓછાં છે, તે દરગુજર કરવા વિનંતિ છે.

નાગરિક આજે ત્રણ વર્ષ પૂરાં કરે છે, અને તે પ્રસંગે, અત્યાર સુધી જેમણે, લેખોથી અને બીજીરીતે તેને સહાય આપી છે તેમનો ઉપકાર માને છે.

પરિષદ વિશેનાં ચર્ચાપત્ર ઉપર અમ્હારે ખાસ ધ્યાન ખેંચવાનું છે.

આતંકનિગ્રહ કાર્યાલયનું આલ્બમ અમને મળ્યું છે. સતત ખંતથી અને ઉત્સાહથી હિન્દુસ્થાનમાં અપૂર્વ કામ કરતી આ સંસ્થા ખરેખર પ્રશંસાપાત્ર છે.

લાભશંકર પી. મ્હેતા.

# પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનાં મૂળ તત્ત્વો અને તેમની તુલના.

(ગતાંકથી ચાલુ.)

૨૧. પૂર્વ આર્ય સંસ્કૃતિનું ચોથું તત્વ એ છે જે, અક્ષય્ય અવિનાશી, અથવા તો અશાશ્વત છે તે ગ્રહણ કરવા યોગ્ય છે. અને જેની ક્ષયવૃદ્ધિ થયા કરે છે. જે નશ્વર અને અશાશ્વત છે તે ત્યાગ કરવા યોગ્ય છે. આ નિત્યાનિત્યના તત્વ ઉપર હમારી સંસ્કૃતિમાં નીતિનો પાયો રચાયેલો છે. કઇ જાતનું સુખ ત્યાજ્ય અને કઇ જાતનું સુખ ગ્રાહ્ય એનો નિર્ણય પણ આ તત્વ ઉપરથી કરવામાં આવે છે. અસત્ય, અતિલોભ વ્યભિચાર, મદ્યપ્રાશન, વગેરે દુર્વર્તનો આ તત્વને આધારે હેય ઠરાવ્યાં છે. કારણ તેનાથી પ્રાપ્ત થતું સુખ ચિરકાળ ટકતું નથી. આજ છે કાલ નથી એવું છે; અને પછી એજ સુખના અભાવથી કાયમની ચિંતા અને નિરાશા ઉત્પન્ન થાય છે. આવી જાતનું સુખ પ્રારંભમાં થોડું ઘણું સુખદાયક પણ અંતે કાયમનું ચિંતાકારક નીવડે છે. વાસ્તે તેવી જાતનું સુખ ત્યાજ્ય ઠરાવ્યું છે. એવી રીતે આજ તત્વને આધારે ઇહિલોકી જગતની જંજાળના સુખોમાં નિમગ્ન રહી પરમાર્થને ભૂલી જવું યુક્ત નથી. એમ પણ આ સંસ્કૃતિમાં માનવામાં આવે છે. કારણ આ લોકનું કોઇ પણ જાતનું સુખ ચિરસ્થાયિ નથી. પુરાતન ઇતિહાસના અનુભવ ઉપરથી આ વાત સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે. પુરાતન કાળમાં મોટા મોટા સ્વતંત્ર સામ્રાજ્યો થઈ ગયાં હતાં તે આજ નામશેષ થઇ ગયાં છે; હતાં ન

હોતાં સરખાં થઇ ગયાં છે. તો પછી એ પ્રમાણે સામ્રાજ્ય પદવી પ્રાપ્ત કરવાથી પણ શું ફાયદો થયો ? આ લોકનાં સર્વ પ્રકારનાં સુખ એવીજ રીતે અચિરસ્થાયિ હોઇ ત્યાજ્ય ઠરાવ્યાં છે. આ સંસ્કૃતિના લોકોમાં જે વિશેષતઃ "સમાધાન વૃત્તિ" જોવામાં આવે છે, આપણે જે પ્રસંગમાં મુકાએલા હોઇએ તેમાંજ સંતોષ માનવાની મનોવૃત્તિ જોવામાં આવે છે, તેનું મુળ બીજ આ અવિનાશી તત્વમાંજ રહેલું છે. આ સમાધાનવૃત્તિ નાની મોટી પરિસ્થિતમાં રહેલી હોય છે. કપડાં લતા બનાવવામાં તેના બાહ્ય સ્વરૂપને વિશેષ મહત્વ ન આપવું, એનું ટકાઉપણું જોવું, વાસણકુસણ પણ તાંબા પિતળનાં ટકાઉ હોવા જોઇએ; કાચનાં ફુટી જાય એવાં ન હોવાં જોઈએ; દ્રવ્યસંચય પણ સોના ચાંદીના રૂપમાં હોવો જોઇએ, માત્ર રૂપીયા પૈસાના રૂપમાં નહી; નાણું પણ રૂપીયા પૈસાના આકારમાં જોઇએ, અશાશ્વત નોટોના આકારમાં નહી; માલમતા સ્થાવર હોવી જોઇએ; જંગમ રૂપમાં નહીં; હમેશાં મળનારી ભાજીભીખ સારી, પણ ક્ષણિક ટકનારી રાજ્ય સત્તા કામની નહી; આ પ્રમાણેની આ સંસ્કૃતિના લોકોમાં જે સમાધાનવૃત્તિ રહેલી છે, તે સર્વનો આ અવિનાશીત્વના તત્વ ઉપર આધાર રહેલો છે. આ સમાધાનવૃત્તિના કારણથી આપણા લોકોમાં ડામકડોળ, ભપકો, ખાવાપીવામા ચેન, યથેષ્ટ સુખોપભોગની ઇચ્છા દ્રવ્ય સંપાદનાર્થ અત્યંત ઉદ્યોગ કરવાની ઇચ્છા, અથવા પ્રબળ રાજ્ય અથવા બીજા લોકો ઉપર રાજ્ય સત્તા ચલાવવાની વૃત્તિ—આ સર્વ અશાશ્વત સંપત્તિ પૂર્વ સંસ્કૃતિના લોકોને વિશેષ મહત્વની લાગતી નથી. અલબત્ત આ સર્વ બાબતમાં ઉમ્મર અથવા પ્રકૃતિના પ્રમાણમાં કોઈ કોઈ પ્રસંગે ઈર્ષા જોવામાં આવે. તોપણ એ જાતની વૃત્તિ ચિરકાળ અમારા દિલમાં ટકી શકતી નથી; અમારો આવેશ ધીરેધીરે ગળી જાય છે આ બધું જોઇને મેળવીને આપણે શું કરવું છે; આજ છે, કાલ નથી; શું કામ વ્યર્થ પ્રયત્ન કરવો જોઇએ એવો વૈરાગ્યયુક્ત વિચાર ધીરેધીરે હમારા મનમાં ઉત્પન્ન થઈ તે તે વિષયો તરફ હમારા પ્રયત્નો શિથિલ થતા જાય છે. હમારા સંતો એટલાજ વાસ્તે પોકાર કરી રહ્યા છે કેઃ—

अशाश्वतसंग्रह कोण करि ॥

"જે વસ્તુ અશાશ્વત છે, કાયમ ટકનારી નથી. એવી અશાશ્વત વસ્તુનો સંગ્રહ કોણ કરે, કરવાની ઇચ્છાજ કોની થાય અને કરવાથી ફાયદો પણ શું ?" આ પ્રમાણે હમારા સંત પુરૂષો પોકાર કરી ગયા છે, ઉપદેશ કરી ગયા છે.

૨૨. આ અશાશ્વતતાના તત્વનો સ્વીકાર કરવાથી, પૌર્વાત્ય અને પાશ્ચિમાત્ય લોકોના અર્થશાસ્ત્ર સંબંધી વિચારોમાં પણ એક મોટા મહત્વનો ફરક સમાયેલો છે. વ્યકિત તેમજ સમષ્ટિની સંપત્તિ બે છે, એક, અશાશ્વત, અને બીજી શાશ્વત. આ લોકના સુખોપભોગને વાસ્તે જરૂરી સંપત્તિ, અર્થ, દ્રવ્ય, સુખ વિ. વિ. પૌર્વાત્ય સંસ્કૃતિના લોકોએ અશાશ્વત સંપત્તિ માની છે. કારણ એ સંપત્તિ ચિરકાલ ટકી શકે એવી નથી. નાશવંત છે, અવિનાશી નથી. એવી નાશવંત અચિરસ્થાયી આર્થિક સંપત્તિના અતિશય સંચય કરવા તરફ અમારૂં વલણ થતું નથી. આ આર્થિક સંપત્તિ સંચયમાં, આ અનિત્યતાના દોષ ઉપરાંત, બીજો મોટો દોષ એ જોવામાં આવે છે કે, એ સંપત્તિનો જે મુળ ઉત્પાદક (Producer) હોય છે. તેના હાથમાં એ સંપત્તિ રહેતી નથી. એની પાસે તો એમના શ્રમના બદલામાં માત્ર ખાવાપીવા પૂરતી સંપત્તિ રહે તો તે પણ તેનું સુદૈવજ સમજવું. ખેડુત વર્ગથી ઉત્પન્ન થતી સંપત્તિ એક તરફથી કરના રૂપમાં રાજાના હાથમાં જાય છે, તો બીજી તરફથી બાકી રહેલી સંપત્તિ નો મોટો ભાગ તેમના શાહુકાર લોકો પચાવી પાડે છે. કલા કૌશલ્ય-થીજ જે સંપત્તિ ઉત્પન્ન થાય છે. તેની પણ તેવીજ દશા થાય છે. કારીગર અને પૈસાવાળા લોકો (Labourers & Capitalists) ની વચ્ચે પણ ખેડુત અને તેઓના શાહુકાર લોકોની માફક શત્રુમિત્ર ભાવ રહેલો જોવામાં આવે છે. શાહુકાર તેમનો મિત્ર પણ છે. અને શત્રુ પણ છે. એ લોકોને પૈસાવાળા લોકોની મદદ વિના ચાલે નહિં. અને પૈસાવાળા લોકો તેઓની પાસે તેના પેટ પૂરતી સંપત્તિ સીવાય વિશેષ સંપત્તિ રહેવા દેતા નથી. દરેક પ્રકારની આર્થિક સંપત્તિ

આજ કાલ થાય છે. આ સ્થિતિનું આખર પરિણામ એ આવે છે કે દ્રવ્ય માત્ર રાજા અને શાહુકાર અથવા પૈસાવાળા લોકોની પાસે એકઠું થાય છે. અને જનતાનો મોટો ભાગ અને કારીગર વર્ગ કાયમને વાસ્તે દરિદ્ર સ્થિતિમાં રહે છે.

૨૩. આ અન્યાયથી એક અનિષ્ટ પરિણામ એ આવે છે કે ફાજલ પૈસાવાળા લોકો આળસુ બની જાય છે, શ્રમ કરતા નથી, વિષયલંપટ થઈ જાય છે. અને યથેચ્છ ચેનબાજી કરતા રહે છે. અથાક શ્રમ કરી દ્રવ્ય ઉત્પન કરનારાએ કાયમ દરિદ્રતામાં રહેવું, અને ફાજલ પૈસાવાળા બીનમહેનતુ લોકોએ કાયમ ચેન, મોજ. શોખ, ભોગવવો અને આળસમાં દિવસો ગાળવા એજ તેઓનું કર્તવ્ય; અશાશ્વત સંપત્તિનો સંચાર દુનીઆમાં આ પ્રમાણે અત્યારસુધી ચાલી-રહ્યો છે. એ ખરેખર દુર્દૈવજ છે, અલબત્ત, સર્વ કોઇએ ચરિતાર્થ પૂરતી આર્થિક સંપત્તિ સંપાદન કરવી જોઇએ, અને તેને માટે કમ અધિકશ્રમ પણ કરવો જોઇએ. પણ આ પૌર્વાત્ય સંસ્કૃતિનો એવો મત છે કે આ આર્થિક સંપત્તિએ આપણું અંત્ય સાધ્ય (Goa') નથી. આ સંસારમ ચરિતાર્થ પુરતાજ તેની જરૂર છે પણ એવી અશાશ્વત સંપત્તિના વિશેષ સંચયથી કાંઈ વિશેષ ફાયદો થતો નથી; ઉલટું ઉપર બતાવ્યા પ્રમાણે ઘણું નુકશાન થાય છે. એકબીજામાં કલેશ, કંકાસનું મૂળ થઈ પડે છે. વાસ્તે એવી અશાશ્વાત સંપત્તિ પાછળ બરબાદ થવું છોડી દઈ, શાશ્વત સંપત્તિના સંચય તરફ મનુષ્યમાત્રનું વિશેષ લક્ષ રહેવું જોઇએ.

૨૪. ત્યારે અશાશ્વત સંપત્તિ તે કઈજાતની સંપત્તિ ? શાશ્વત સંપતિ એટલે માત્ર બાહારની મોહક આર્થિક સંપત્તિ નહીં પણ આન્તરિક ઉન્નતિ તે એ 'શાશ્વત સંપત્તિ" છે એમ હમારી સંસ્કૃતિમાં માનેલું છે. મનુષ્યમાં જે ઉત્તમ ગુણો, મનોવૃત્તિઓ, વાસ કરી રહેલ છે તે ગુણોનો ઉત્કર્ષ કરવો; દયા, પ્રેમ, સત્ય, પરોપકાર બુધ્ધિ, વિ. વિ. વધારવું: આર્થિક લાભને વાસ્તે બીજાઓને મારી પેસી આપણે આગળ વધવું નહી, આપસ આપસમાં એકબીજાના ઉન્નતિ

માટે મથવું; આપણા તન, મન, ધનનો પણ વ્યયકરી આપણા અને બીજાઓના આન્તરિક ગુણોનો ઉત્કર્ષ કરવો; બીજાઓને સમાધાન સુખ કેમ મળે એનોજ સહંતર ખ્યાલ રાખી આપણું કામક્ષેત્ર નિર્માણ કરવું; વિ. વિ. પ્રવૃત્તિથી જનતાની આન્તરિક ઉન્નતિમાં સામાન્ય રીતે વધારો થઇ જનતામાં શાશ્વતતા અને સુખશાંતિનાં બીજો રોપાય છે: એ જાતની પ્રવૃત્તિ અને તે પ્રવૃત્તિથી ઉમત્ન થતી ઉન્નતિ, એ જનતાની "શાશ્વતસંપત્તિ" કહેવાય આ કાર્ય ઘટનાર્થે જરૂર પરતી માત્ર આર્થિક સંપત્તિ પ્રાપ્ત કરી આપણા બાકીના શ્રમનો આ "શાશ્વત સંપત્તિ" વધારવામાં વ્યય કરવો જોઇએ. આપણા યુવકોની કેળવણીમાં પણ આ ઉન્નત મનોવૃત્તિઓનો વિશેષ વિકાસ થાય તે તરફ લક્ષ રાખવું જોઇએ; વિશેષ આર્થિક ઉન્નતિ પ્રાપ્ત કરવા તરફ તેઓની વૃત્તિ ન ખેંચાય એ ધ્યાનમાં રાખવું જોઇએ; આપણી જાતિની. આપણા દેશની આ પ્રમાણેની શાશ્વત સંપત્તિમા વધારો થાય તે તરફ વિશેષ ધ્યાન આપવું જોઇએ. તેવા ઉદાત્ત ગુણોનો મનમાં ઉદય માત્ર થવો બસ નથી. એ ગુણોની પૂર્તિ કરવી જોઇએ. દેવાલય બાગબગીચા આ વિ. વિ. લોકોપયોગી. લોકોપકારક કૃત્યો તરફ હમ્મેશાં વૃત્તિ રહેવી જોઇએ. આં બધા શાશ્વત સંપત્તિના પ્રકાર છે કેવળ વ્યાપાર બુદ્ધિનો ત્યાગ કરી અમુક કાર્યમાં અમુક આર્થિક લાભ કેટલો છે એટલોજ વિચાર ન રાખતા જ્યારે પ્રેમ. દયા, પરોપકારના કૃત્યોમાં લોક માત્ર પ્રવૃત્ત રહે છે, ત્યારે શાશ્વત સંપત્તિ ઉત્પન્ન થાય છે. મનુષ્ય માત્રમાં થોડા ઘણા પ્રમાણમાં જે ઉત્તમ ગુણો ગૂઢ રહેલા છે એ ગુણોના અવિષ્કરણાર્થે સતત બુધ્ધિનો શ્રમ કરવો એથી શાશ્વત સંપત્તિ ઉત્પન્ન થાય છે. જે દેશમાં ગુણોના જ્ઞાતા. અને તેના ઉત્તેજક અધિક પ્રમાણમાં વસે છે તે દેશમાં શાશ્વાત્ત સંપત્તિ ઉત્પન્ન થાય છે શિલ્પ કામમાં તેમજ બીજા લોકોપકારક ઉદ્યોગોમાં અનેક પ્રકારના યંત્રો બનાવવાની કલા વગેરે શાસ્ત્રીય શોધો જે અથાક પરિશ્રમ અને વિચારથી થયેલા છે એ સર્વ શાશ્વત સંપત્તિના પ્રકાર છે, ઉદાત્ત કલ્પનાવાળા કવિઓનાં રચાએલાં કાવ્યો ચતુર કારીગરો કામો

આ સર્વ શાશ્વત સંપત્તિ રૂપ છે જે પૂર્વજોએ આ પ્રકારની શાશ્વત સંપત્તિ ઉત્પન્ન કરી પોતાના વશજોને સ્વાધીન કરી છે; તેઓની તરફથી ઉત્પન્ન થયેલા પૂર્વ સંસ્કારો પણ એક પ્રકારની શાશ્વત સંપત્તિ છે. આ શાશ્વત શંપત્તિ જે દેશમાં જેટલા પ્રમાણમાં વિશેષ હશે, એટલા પ્રમાણમાં એ દેશનું વિશેષ શ્રેય પ્રસિધ્ધ થાય છે અને એટલા પ્રમાણમાં એ દેશની ઉન્નતિ અને સુખ શાંતિ વધતી જાય છે. આ શાશ્વત સંપત્તિ, સાત્વિક, પરમાર્થ બુધ્ધિથી વધે છે અને રાજસિક, સ્વાર્થી વૃત્તિથી નાશ પામે છે.

૨૫ આ સર્વ બાબતનો ખ્યાલ કરીને હમારા પૂર્વજોએ હમારા ચરિતાર્થમાં જ્યાં સુધી બની શકે ત્યાં સુધી થોડો ખર્ચ કરવો, મોજ શોખ ચેનબાજીમાં વ્યર્થ તન મન ધનનો વ્યય ન કરવો; એવી ગતાનુગતિ બાંધી ગયા છે. આ શાશ્વત સંપત્તિ પ્રાપ્ત કરવાનાં કાર્યમાં ભૌકિતક સંપતિની જરૂર ન પડે વાસ્તે શારીરિક સુખનું વિશેષ વ્યસન ન રાખવું, અને એ પ્રમાણેના આચરણથી જે કાલ અને દ્રવ્યની બચત થાય તેનો સર્વના, જનતાના ગુણોત્કર્ષ કરવામાં અને પ્રેમ, દયા ધર્મ, અને પરોપકારના કામોમાં વ્યય કરવો; આ પ્રમાણેની Simple Living and high thinking ની પ્રણાલિકા હમારા પુર્વજો બાંધી ગયા છે એ પ્રણાલિકા છોડીને એ આપણી સાત્વિક વૃત્તિને કમ મહત્વ આપી માત્ર ભૌકિતક સંપત્તિમાંજ જો આપણે લાગ્યા રહેશું તો જરૂર આપણું પતનજ થવાનું; એમ હમારી સંસ્કૃતિનું કથન છે.

૨૬ આ પ્રમાણે હમારી સુધારણામાં અર્થશાસ્ત્રીની ઉપર ધર્મ શાસ્ત્રીની જગ્યા છે. શરીરથી જેમ મન શ્રેષ્ટ છે. હસ્તકૌશલ્યથી જેમ બુધ્ધિકૌશલ્ય શ્રેષ્ટ મનાય છે, તે પ્રમાણે સંપત્તિનો માત્ર વેપારી દ્રષ્ટિથી વિચાર કરવાવાળા અર્થશાસ્ત્રી કરતાં મનુષ્ય માત્રના અંતરાત્મામાં વસતી ઉદાત્ત વૃત્તિઓને સંતોષ મલે એ દ્રષ્ટિથી વિચાર કરવાવાળું ધર્મશાસ્ત્ર અવશ્યમેવ શ્રેષ્ટ હોવું જોઇએ. એકબીજાની સંપત્તિ કેવી રીતે લૂટી લેવી, તેના કરતાં સંચિત સંપત્તિનો બીજાઓને લાભ આપી

તેઓને સંતોષ આપવો, આ વિચાર મનને સ્વાભાવિક રીતે શ્રેષ્ટ લાગે છે એ પ્રમાણે જ્યારે આપણો અંતરાત્મા નિર્વિવાદ સાક્ષી આપે છે ત્યારે વ્યાપારબુધ્ધિની અપેક્ષા પરોપકારબુધ્ધિ અને અર્થશાસ્ત્રીના કરતા ધર્મશાસ્ત્રી નિશ્ચિતપણે શ્રેષ્ટ ઠરે છે. અને એટલા વાસ્તેજ હમારી સંસ્કૃતિમાં એવી શાશ્વત સંપત્તિનું વર્ધન અને પોષણ કરવું શ્રેષ્ટતર માન્યુ છે. એટલુજ નહી પણ જરૂર પડે તો આ ઉચ્ચ કક્ષાની સુખપ્રાપ્તિ વાસ્તે કનિષ્ટ કક્ષાના સુખનો ત્યાગ કરવો જોઇએ. સારાંશમા સર્વ સ્વાર્થવૃત્તિનો ત્યાગ કરી પરમાર્થ વૃત્તિ તરફ સર્વનાં મત આકર્ષિત રહેવાં જોઇએ. આ શાશ્વત અશાશ્વતના તત્વમાંથી આ પ્રમાણેનું સરલ અને સાદુ વર્તન રાખવાની જરૂરીઆત ઉદભવે છે.

૨૭. આ આર્ય સંસ્કૃતિનું પાંચમું તત્વ 'સ્વધર્મકર્મ સેવન'નું છે. ઈશ્વરે જે જે પરિસ્થિતિમાં ભિન્નભિન્ન વ્યક્તિ અને સમાજને ઉત્પન્ન કર્યાં છે તે તે પરિસ્થિતિને અનુકૂળ તે તે વ્યક્તિ અને સમાજે કર્તવ્ય કરી આયુષ્ય ગાળવું જોઇએ એ આ પૌર્વાત્ય સંસ્કૃતિનું પાંચમું તત્વ છે. ગીતાજીમા પણ કહ્યું છે:—

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः

મનુષ્ય પોતપોતાના નિર્ણિત કર્મો કર્યે જ્યાથી સિધ્ધ પામે છે, સ્વાતંત્ર્ય સમતા અને બંધુતા (Equality and Indepedennce) એ પ્રમાણેના ક્રાન્તિ કારક ( revolutionary ) અને વ્યવહારમાં અયુક્ત તત્વો હિંદુ સંસ્કૃતિએ સ્વીકાર્યાં નથી. તે સંસ્કૃતિમાં સૌજન્ય અને સર્વ ભૂતપ્રત્યે દયા રાખવાનું કહ્યુ છે પરંતુ મનુષ્ય માત્રની એક સરખી યોગ્યતા છે એમ કહયું નથી વ્યવહાર અને અનુભવથી પણ માલમ પડે છે કે મનુષ્ય માત્રની એક સરખી યોગ્યતા નથી. કારણ હરેક મનુષ્ય પોતપોતાના સ્વભાવ જન્મ વિશિષ્ટ ગુણોથી યુક્ત થઈ જન્મ લે છે; અતઃ એવ તેઓના તે તે ગુણોને અનુકૂળ કર્મો પણ નિરનિરાલાજ હોવાં જોઇએ. એ પ્રમાણેના ગુણ કર્મોના ભેદથી મનુષ્ય મનુષ્યમાં એક બીજાની વચ્ચે અસમતા રહેશેજ. મનુષ્ય માત્રમાં સમાનતા કયારેય અને કયાંઇ પણ જોવામાં આવી નથી. તેમ આવશે પણ નહી. તેઓમાં પોતપોતાના સ્વભાવ જન્મ

ગુણોના ફરકને લઇને તેઓની મનોવૃત્તિઓનું વલણ પણ અલગ અલગ દિશામાં વળતું રહેશે. મનુષ્ય જન્મની આ પ્રમાણેની ખરી પરિસ્થિતિનો વિચાર કરી હમારી આર્ય સંસ્કૃતિમાં સમાજની વ્યવસ્થા તેમના જુદા જુદા ગુણકર્મોના ભેદ ઉપર ચાર મુખ્યવર્ણમાં કરવામાં આવી છે અને તેમને 'વર્ણ વ્યવસ્થા'' નામ આપવામાં આવ્યું છે.

(અપુર્ણ)

એક શિક્ષક.

# કન્યા કેળવણીનાં વિશિષ્ટ તત્ત્વો.

ઉંચા પ્રકારનું અને સફળ જીવન જીવતાં શીખવાની જેટલી પુરૂષ માત્રને જરૂર છે તેટલીજ સ્ત્રીમાત્રને પણ જરૂર છે એ સ્વયંસિધ્ધ પક્ષની આવશ્યક ઉપપત્તિ રૂપે એ પણ સર્વમાન્ય સિધ્ધાન્ત લેખાવો જોઇએ કે આવું જીવન જીવવાની આવડત પ્રાપ્ત કરવાને છોકરાઓને અપાય છે કે અપાવી જોઇએ તેવીજ સંગીન કેળવણી છોકરીઓને પણ અપાવીજ જોઇએ. હિન્દુસ્થાનની શાળાઓમાં અને કોલેજોમાં અપાતી કેળવણી ઉપર લખેલા પ્રકારનું જીવન જીવતાં શીખાડવામાં સફળ નથી થઈ એટલે આજે આપણી છોકરીઓને એ નિશાળોમાં મોકલવી કે નહિ એ પ્રશ્નનો ઉત્તર જરા મુશ્કીલ છે. છતાં અન્ય વધારે લાયક નિશાળોના અભાવે જેમ આંખ મીચીને આપણા છોકરાઓને આપણે એ નિશાળોમાં મોકલ્યે જઇએ છીએ તેમજ છોકરીઓને પણ મોકલવીજ જોઇએ; કારણ બિલકૂલ કશીજ કેળવણી ન મળે તે કરતાં ભાંગીતુટી પણ મળે એ જો છોકરાઓ માટે સારૂં છે તો છોકરીઓ માટે પણ સારૂંજ હોવું જોઇએ. છોકરીઓને બને તેટલી ઉંચી કેળવણી મળવીજ જોઇએ એ મતને અનુકૂળ રહીને વિશેષ ચર્ચા થવી જોઇએ.

શારીરિક જરૂરિયાતો, શકિત અને પ્રવૃત્તિમાં એના મુખ્ય ભેદોને લઇને માનસિક અને સ્વાભાવિક પ્રકૃતિમાં છોકરીઓ અને છોકરાઓ વચ્ચે જે ભેદ રહે છે તે, અને ભણતર પછીની પ્રવૃત્તિ

અને કારકીર્દિમાં જે ભેદ રહેવાનો છે તે એ બેય વાત ધ્યાનમાં રાખી સ્ત્રી કેળવણીનો પ્રશ્ન ઉકેલાવો જોઇએ. એ મતની વાસ્તવિકતાનો પૂર્ણ સ્વીકાર કરવા વખતે એટલું પણ નજ ભૂલાવું જોઇએ કે છોકરાઓ અને છોકરીઓની પ્રકૃતિમાં જેટલી ભિન્નતા રહેલી છે તેના કરતાં સમાનતા વધારે છે, અને એ સમાનતા વધારવાના પ્રયત્નો થવા જોઇએ જેથી એ સામાન્ય પ્રકૃતિ તત્ત્વોનો સમાન વિકાસ પ્રાપ્ત થાય. એમ કરવાને બેયની કેળવણીમાં ઘણી સમાનતા પણ રહેવી જોઇએ. ખરું જોતાં કેળવણી અને શિક્ષણની દ્રષ્ટિએ છોકરા અને છોકરિઓના બાલ્યકાળમાં તો એકજ પ્રકારની કેળવણીની આવશ્યકતા છે. તદુત્તર, એટલે રજ:કાલ (Adolescence) પ્રાપ્ત થવાની અણી પહેલાં, એ બેયના રસ્તા જૂદા પડવા માંડે છે. અને ભિન્નતા વધવા માંડે છે. જોકે ઠેઠ સુધી એ ભિન્ન ભિન્ન માર્ગો જૂદી જૂદી મજલે એક બીજાને ભેટતા પણ આવે છે. છોકરા છોકરીઓને એકજ નિશાળમાં અને એકજ વિષયમાં કેળવવાના વિચારે ત્રણ જૂદા જૂદા તબકકા પાડવા પડે. પેલે તબકકે બેય એકજ વર્ગમાં એકજ વિષય સાથે શીખી શકે એમાંજ ફાયદો છે. બીજે તબકકે આગળ ઉપર પડનાર મુખ્ય ભેદોની થોડી થોડી શરૂઆત થવા માંડે છે; છેલ્લે તબકકે બેયમાં ઘણું સામાન્યરૂપે હોવા છતાં મ્હોટા ભેદ અસ્તિત્વમાં આવે છે. પ્હેલે તબકકે છોકરીઓને છટી પાડવાથી કશો ફાયદો નથી થવાનો: બીજે તબકકે છોકરીઓને પણ છોકરાઓની પડેજ નિયમ (Discipline)ની અને પ્રાપ્તધર્મ ખુશિથી બજા કરવાની તાલીમ મળવી જોઇએ. જીવનને ડગલેને ડગલે અગત્યની બને તેવી ટેવો ચોકખાઈ, ઝીણવટ, સમો સંભાળવો વ્યવસ્થા રાખવી વિગેરેની બેયને સરખી જરૂર છે, આપમતલબ અતડાપણું બેયને હાનીકારક છે અને પરિણામે ઉપલી ટેવો ખીલવવાને અને દુ:શીલતા ટાળવાને જરૂરની નૈતિક અસરોની બેયને સરખી જરૂર છે. આ પ્રમાણે માનસિક અને હ્રદયની શકિતઓ અને લાગણીઓનો સરખો વિકાસ આવશ્યક હોવાથી એકજ પ્રકારના શિક્ષણની જરૂર પડે છે. પણ શરીરની જહેમત, બાહુબળ વિગેરેમાં આ તબકકે છોકરીઓ

અવશ્ય પાછળ પડે છે. મુલાયમ કોમળતા વિશિષ્ટરૂપે દેખાય દે છે અને એની અસરથી સત્તા તરફ વધારે સહિષ્ણુતા છોકરીઓમાં દેખાય છે. પ્રશંસા કે નિન્દાની અસર છોકરીઓ ઉપર વધારે થવા માંડે છે અને દરેક વાતમાં ઝીણવટથી ઉતરવાની હોશ વધારે દેખાય છે. સહુથી મ્હોટો ભેદ તો એ છે કે છોકરીઓ આ ઉમરે ભાવનાપ્રધાન બનવા માંડે છે અને છોકરાઓ બુદ્ધિપ્રધાન બનવા માંડે છે છતાં આ તબક્કે પણ આ ભિન્નતાઓ એવી ગંભીર નથી જેથી જૂદા પ્રકારના શિક્ષણની જરૂર ઉભી થાય. મુખ્યભેદ પ્રમાણનો છે, પ્રકારનો નથી. ભાવનાપ્રધાનતાને લીધે જુદા પ્રકારના શિક્ષણની જરૂર નથી. વળી આ તબક્કે શાળામાં અપાતું શિક્ષણ ભાવના અને બુધ્ધિ બેયને સંતોષે એવું હોવાથી બેયને એકજ શિક્ષણ હિતકર થઈ પડે એજ ખરૂં છે. નૈતિક અને માનસિક વિકાસ માટે છોકરીઓમાં થોડીક બુધ્ધિપ્રધાનતા અને છોકરાઓમાં ભાવનાપધાનતા અત્યન્ત આવશ્યક છે તેમાં જો એકજ ઓરડામાં બેસાડવામાં આવે તો દેખાદેખીથી છોકરીઓમા સાહસ અને નિર્દોષ જુસ્સો આવે અને છોકરાઓમાં કંઈ નરમાશ વધે અને ગમોડ ઓછો થાય. આ ઇષ્ટ પરિણામ લાવવા માટે બેયની સંખ્યા અને સરેરાશ ઉમરમાં બહુ તફાવત ન રહેવો જોઈએ. આ તબક્કામાંજ બેયને પ્રૌઢ જુવાનીના આછા ઘેરા પ્રકાશ જીવનપર પડવા માંડે છે. પણ ઉત્તમ નિયમને ચાલતી નિશાળોમાં કોઈ પ્રકારની હાનિનો ભય નથી રહેતો એ અનેક પ્રયોગોએ સાબિત કરી આપ્યું છે. હાઈસ્કુલોમા પણ છોકરાઓ અને છોકરીઓને સાથે બેસાડી શીખાડવાનો પ્રયોગ અમેરિકાના સંયુક્તદેશોમાં પૂર્ણરીતે સફલ કરી દીધા છે આ સહયોગના ઉત્તમ પરિણામ લાવવાનો જુમ્મો છોકરીઓ ઉપર રહે છે અને છોકરીઓ એ જુમ્માને સંપૂર્ણ લાયક નીવડી છે.

આવી રીતે સહાધ્યાસ ચાલતો હોય ત્યારે પણ બેયમાટે બધા નિયમો સાથે રાખવા એ ભૂલ ન થવી જોઈએ બેયની કારકીર્દી જૂદી હોવાથી તે તે કારકીર્દીને લાયક બનવાના વિષયોનુ વિશિષ્ટ શિક્ષણ બેયને મળવું જોઇએ. ખાસ કરીને આવતા રજઃકાલને અંગે છોકરીઓને શારીરિક સંભાળની અને આરામની વિશેષ જરૂર રહે છે અને

દરેક નિશાળમાં તેમને તે સંભાળ અને તે આરામ મળવાની ખાસ વ્યવસ્થા રાખવી જોઇએ, એટલુંજ નહિ પણ એમના શરીરમાં બનવા સર્જાયેલા ફેરફારોના અગત્યના અને એના સત્ય અર્થ દરેક છોકરીને સમજાવવાનો પ્રયત્ન થવો જોઇએ. આ વખતેજ છોકરાઓને પણ અનેક કુટેવોમાંથી બચાવી લેવા પૂરતું શિક્ષણ મળવું જોઇએ. અને આ ભય દૂર કરવાને અને આ વિશિષ્ટ શિક્ષણ મળવા માટે ખાસ કરીને વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર (Biology) શરીરશાસ્ત્રનાં મૂળ તત્ત્વોનો અભ્યાસ કુશળ ઉસ્તાદોનાં ભાષણો દ્વારા અને પ્રયોગશાળા દ્વાર કરાવવો જોઇએ.

આ અભ્યાસ ઉમેરવાથી અને જરૂર જોઇતી સંભાળ અને આરામની સગવડ પૂરી પાડવાથી આજની નિશાળોની મ્હોટામાં મ્હોટી ખામીઓ દૂર થઈ જશે.

છોકરીઓ માટે ઉંચા પ્રકારનાં પુસ્તકીયા ભણતર માટે વિચાર કરતા બેયની ભવિષ્યની પ્રવૃત્તિઓનોજ મુખ્ય ખ્યાલ રાખવો જોઇએ છે. કેવળ પુસ્તકિયાં જ્ઞાન એટલે પોથિમાંયના રિંગણા જેવું કાંઈ માટે ઇષ્ટ નથી છતાં જીન્દગીના અનેક ન્હાના મ્હોટા બનાવોમાં બુધ્ધિ પૂર્વક રસ લઇ શકાય અને નવરાશનો વખત જ્ઞાનવૃધ્ધિમાં કહાડી શકાય એટલે પુસ્તકોનો રસ તો બેયને જરૂરનો છે. આ ઉપરાંત જેને સંસાર માડવો છે એવી છોકરીઓમાટે પુસ્તક પંડિત થવાની જરૂર નથી. તેમજ સંસાર નિભાવવા પુરતું કમાવું છે તેવા છોકરાને પણ તેવી જરૂર નથી.

પણ જો પુસ્તક જ્ઞાનમાટે કોઇપણ ખાસ શકિત દેખાડે અને એ પાંડિત્ય દ્વારાજ પોતાનું અને દુનિયાનું હિત કરવા ગોગ્ય શકિત અને ઉત્કંઠા દેખાડે તેવી છોકરી કે છોકરો બેય તેવુંજ્ઞાન મેળવવાને હકકદાર છે.

છેલ્લે એનાથી તનો નિર્દેશ કરવો જોઇએ. ઘણી નિશાળોએ એ તત્વ સ્વીકાર્યું છે કે પ્રાથમિક શિક્ષણના બધા વર્ગમાં જ્યાં

ન્હાના બાળકો શીખવા જમા થાય છે ત્યાં સ્ત્રી શિક્ષક જેવી ઉંચી અસર પુરૂષ શિક્ષકથી નથી ઉપજાવી શકાતી.

પણ હવે એ સિધ્ધાન્ત પણ સ્વીકારવાની જરૂર છે કે ઉંચા વર્ગોમાં જ્યાં છોકરાઓ અને છોકરીઓ સાથે શિખતાં હોય ત્યાં પુરૂષ શિક્ષકોની પેઠેજ સ્ત્રી શિક્ષકોને સ્થાન મળવું જોઇએ આ પ્રયોગની સિધ્ધ એવાતો ઉંચા પ્રકારની હોઇશકે કે આજ સુધી કોઇએ નથી કર્યો એજ નવાઈ જેવું છે.

માનશંકર પીતામ્બરદાસ મ્હેતા.

# આન્હિકમીમાંસા.

(ગયા અંકથી ચાલુ)

૧૨. બ્રહ્મયજ્ઞ એટલે નિઃસ્પૃહ અધ્યયન અને અધ્યાપન.

ગૃહ્યસૂત્રકારોએ પંચમહાયજ્ઞોમાં વૈશ્વદેવનાં અનુષ્ઠાનનું વ્યાખ્યાન વિશેષ કર્યું છે. પરંતુ શતપથ બ્રાહ્મણ ( કાં. ૧૧ અ. ૫. બ્રા. ૬ ) જ્યાં તે મહાયજ્ઞોનુ મૂળ છે, તેમાં બ્રહ્મયજ્ઞનું રહસ્યપૂર્વક વિસ્તારથી વિવેચન કર્યું છે, અને તેનો મહિમા પણ વિશેષ કહ્યો છે. ત્યારે બ્રહ્મયજ્ઞ એટલે શું ? તેજ સ્થળે કહ્યું છે કે **स्वाध्यायो वै ब्रह्मयज्ञः** એટલે સ્વાધ્યાય તેજ બ્રહ્મયજ્ઞ છે. તેથી સ્વાધ્યાય એટલે વેદાદિનું નિત્ય અધ્યયન કરવું જોઇએ. અર્થાત્ બ્રહ્મ એટલે વેદ અને યજ્ઞ એટલે અધ્યયન. વેદનું અધ્યયન તેજ બ્રહ્મયજ્ઞ. ત્યારે અધ્યયન એટલે શું ? **इ** ( જવું ) અને **अधि** (ઉપર) ઉપસર્ગ ઉપરથી અધ્યયન શબ્દ નિષ્પન્ન થયો છે. તેનો મૂલ અર્થ 'ઉલ્લંઘી જવું, પાર જવું' એવો થાય છે. તે ઉપરથી તેના બે અર્થો કરવામાં આવે છે; ૧ મુખપાઠ કરવો અને બીજો અર્થસહિત અભ્યાસ કરવો. તે બન્ને અર્થો લક્ષમાંરાખી કાત્યાયાન પરિશિષ્ટ સ્નાનસૂત્ર (કંડિકા.૨)માં કેટલાક વૈદિક મંત્રોનો પાઠ કરવાનું કહ્યું × છે. અને તે પાઠ થઇ રહ્યા પછી અર્થસહિત અભ્યાસ

---

× **त्रिभ्राइ** નો અનુવાક (શુ. ય. અ. ૩૩), મંત્ર ૩૦ થી ૪૩ સુધી; **पुरुषसूक्त** (અ. ૩૧) પહેલા ૬ મંત્રો માત્ર; **शिवसंकल्प** (અ. ૩૪ ના પહેલા ૬ મંત્રો તથા મંડલ બ્રાહ્મણ (શતપથ બ્રાહ્મણ કાં. ૧૦ અધ્યાય ૫ બ્રાહ્મણ ૨).

કરવાની આજ્ઞા કરી છે. સ્મૃતિકારોએ તે ઉપરથી બ્રહ્મયજ્ઞને જપયજ્ઞ પણ કહ્યો છે ÷ પરંતુ નિરૂક્તકાર યાસ્કે તો સ્પષ્ટ કર્યું છે કે–

स्थाणुरयं भारहारः किलाभूदधीत्य वेदं न विजानाति योऽर्थम् ।
योऽर्थज्ञ इत्सकलं भद्रमश्नुते नाकमेति ज्ञानविधूतपाप्मा ॥
નિરૂક્ત અં. ૧ ખં ૧૮

"જે વેદનો માત્ર પાઠ કરે છે, પરંતુ તેનો જો અર્થ જાણતો હોય તો તે વૃક્ષના સુકાઇ ગએલા ઠુંઠાજેવો છે, (અર્થાત્ તે ફાલતો નથી તેમ ફુલતો પણ નથી.) અર્થજ્ઞનું પૂરું કલ્યાણ થાય છે, તેનાં પાપો ધોવાઇ જાય છે અને તે સ્વર્ગે જાય છે. તેના ટેકામાં તેઓએ ઋગ્વેદના એક બે મંત્રો (ઋ. ૮–૨–૨૩–૪ તથા ૮–૨–૨૪–૪) આપ્યા છે; તેનો સાર એવો છે કે જે અર્થ જાણતો નથી. અને માત્ર પાઠ કરે જાય છે, તે આંધળા અને બ્હેરા જેવો છે, તેમજ જે અર્થ જાણતો નથી તેની વિદ્યા વસુકી ગએલી ગાય જેવી છે, દુધ દેતી નથી; અર્થ જાણનારની વિદ્યા દુઝણી ગાયજેવી છે, યથેચ્છ દુધ આપે છે, ઇત્યાદિ.

મીમાંસકો પણ કહેછે કે વેદનો ઉપયોગ અનુષ્ઠાનમાંજ છે; અનુષ્ઠાનક્રિયા જાણવાને વેદનો અર્થ જાણવોજ જોઇએ. તૈત્તિરીય સંહિતામાં सर्वं पाप्मानं तरति ब्रह्महत्यां योऽश्वमेधेन यजते य उ चैनमेवं वेद–"જે અશ્વમેધનું અનુષ્ઠાન કરે છે, તેનાં સઘળાં પાપો નાશ થાય છે, જે તેનું રહસ્યજાણે છે, તેનું બ્રહ્મહત્યાનું પાપ નિવૃત્ત થાય છે" (તૈ. સં. ૫–૩–૧૨ અને તે ઉપર સાયણ ભાષ્ય), એમ કહ્યું છે.

એ રીતે વેદમાંજ જેમ અનુષ્ઠાન અને જ્ઞાનના જૂદાં જૂદાં ફળો દર્શાવ્યા છે. તેમ પાઠ અને જ્ઞાન એ ઉભયની પણ સરખી આવશ્ય-

÷ यश्च श्रुतिजपःप्रोक्तो ब्रह्मयज्ञस्तु स स्मृतः–કાત્યાયન
वेदाथर्वपुराणानि सेतिहासानि शक्तितः ।
जपयज्ञप्रसिद्ध्यर्थं विद्यां चाध्यात्मिकीं जपेत् ॥
या. स्मृ. अ. १–५–१०१

કતા દર્શાવવામાં આવી છે **ब्राह्मणेन निष्कारणो धर्मः षडंगो वेदोऽध्येयो ज्ञेयश्च।** 'બ્રાહ્મણે નિષ્કારણ ધર્મરૂપ છ એ અંગો સહિત વેદનો પાઠ કરવો અને તેનો અર્થ જાણવો.' એમ ભગવતી શ્રુતિએજ વેદનાપાઠ કરવાની તેમજ અર્થ જાણવાની ફરજ બ્રાહ્મણને શિર નાખી છે. પાઠ કરવાથી મંત્રોચ્ચારનું જે અપૂર્વ પરિણામ આવે છે, તે અપૂર્વતાથી હૃદય અને વાણીની વિશુદ્ધિ અને વિકાસ થાય છે, તે ખરૂં છે. તેટલે અંશે પાઠ, આવર્તન અથવા જપની ઉપયોગિતા છેજ. પરંતુ દક્ષઋષિએ બરાબર સૂર્યોદય પછી લગભગ સવા બે કલાક બ્રહ્મયજ્ઞને માટે રાખ્યા છે. તેટલો બધો સમય માત્ર મુખપાઠ કરી જવા માટે નથી, પરંતુ પાઠની સાથે અર્થસહિત અભ્યાસ કરવા માટેજ છે. શતપથ બ્રાહ્મણ (કાંડ ૧૧ અ ૫ બ્રા. ૬)માં તો સ્પષ્ટ કહ્યું છે કે 'બ્રહ્મયજ્ઞરૂપ મહાનયજ્ઞનાં મન, ચક્ષુ અને મેધા હોમ કરવાના સરવારૂપ છે. ઋગ્વેદ પયની, યજુર્વેદ આજ્યની, સામવેદ સોમની અથર્વવેદ મેદની તેમજ વ્યાકરણાદિ છ અંગો, ઉપનિષદો, ન્યાય, મીંમાસા ઇતિહાસ, પુરાણાદિ શાસ્ત્રો મધુની આહુતિઓ છે. તે આહુતિઓનો મન ચક્ષુ અને મેધા વડે હોમ કરવાથી એટલે લક્ષપૂર્વક અભ્યાસ કરી તેનું રહસ્ય અંતઃકરણમા ઠસાવવાથી દેવો અને પિતૃઓ પ્રસન્ન થાય છે, અને એમ કરતાં કરતાં તે પુનર્જન્મ અને પુનર્મૃત્યુના પાશથી મુકત થાય છે અને બ્રહ્મપદ પ્રાપ્ત કરે છે.,

વેદાધ્યયનની અથવા વિદ્યાભ્યાસની આટલી બધી આવસ્યકતા અને આવું ઉત્કૃષ્ટ પરિણામ દર્શાવનારાં વચનો ઇતર ધર્મ ગ્રંથોમાંથી ભાગ્યેજ મળી શકશે. શા માટે વેદાધ્યયન અથવા વિદ્યાભ્યાસ કરવાનો પ્રાચીન ઋષિમુનિઓએ એટલો બધો આગ્રહ કર્યો છે?

કોણ ના કહી શકશે કે હરકોઇ વ્યકિતનું, જાતિનું કે દેશનું અમુક કાલે જે જ્ઞાન હોય છે, તે જ્ઞાન તે કાળપૂર્વે થઈ ગયેલા જ્ઞાનીઓએ પ્રગટ કરેલ અને પ્રચરિત કરેલ જ્ઞાનનું પરિણામ અથવા વારસો છે? બાષ્પ, તૈલ, વિદ્યુત વાયુ અને જલની શકિતઓનો યંત્ર ચલનમાં પ્રથમ ઉપયોગ શોધીકાઢનાર મહાન પુરૂષોએ કેટલાં જાગરણો કરીને,

કેટલી ક્ષુધા વેઠીને, કેટલાં કષ્ટો ભોગવીને, અર્થાત્ કેટલી ઉગ્ર તપશ્ચર્યા કરી હશે, ત્યારે તેઓને તે તે વિદ્યા પ્રાપ્ત થઈ હશે? આજે આપણને તેનો ખ્યાલ આવવો પણ કઠિન છે. યદ્યપિ તેઓએ પોતાના ભોગવિલાસને તિલાંજલિ આપી, તેવી તપશ્ચર્યા ન કરી હોત તો આજે મનુષ્ય જાતિ જે સુખવૈભવ ભોગવી રહી છે, તેવું થવા પામત ખરૂં ! મનુષ્યપોતે એકલો પોતાની ઇંદ્રિયો વડે એકડે એકથી જ્ઞાન મેળવવાનું શરૂ કરે, તો તે કેટલું જ્ઞાન મેળવી શકે? બહુમાં બહુ તો શિકાર કરી ઉદરપોષણ કરી શકે અથવા વૃક્ષનાં પાંદડા અને છાલનાં વસ્ત્રો બનાવી શરીર ઢાંકી શકે. પહેલ વહેલો અગ્નિશોધક, પેહેલવેલું નાનું હોડકું બનાવનાર, પેહેલવેહેલો કૃષિકાર વગેરે સઘળા શોધકોની આજેતો કંઇ કિમ્મત જણાતી નથી, પરંતુ તેઓના સમયમાં તો તેઓ એડિસન અને માર્કોની જેટલાજ પૂજાયા હતા. મનુષ્ય ઇન્દ્રિયોવડે ઇન્દ્રિયજન્મ વિદ્યા, ઇન્દ્રિયજન્મકળા શોધી શકે. પરંતુ જે અતીન્દ્રિય છે, જે તર્કથી પણ અગમ્ય છે, તેનો ખ્યાલ પણ કેમ આવી શકે? તેટલાજ માટે અતીન્દ્રિય જગતનું જ્ઞાન પ્રગટ કરનારાઓ ઋષિના નામથી પૂજાય છે. તેઓ સમયે સમયે ઉત્તમ લોકમાંથી એટલે સપ્તર્ષિ લોકમાથી આ પૃથ્વી ઉપર અવતરે છે, અને મનુષ્યને આગળ વધવાને માટે જોઇતી વિદ્યા પ્રગટ કરે છે. માનો કે ન માનો, પણ તે વિના એડિસન અને માર્કોની જેવાની શોધોનો પણ ખુલાસો થઇ શકતો નથી. તેવા ઋષિઓનો, શોધકોનો તથા વિદ્વાનોનો આપણી ઉપર ઓછો ઉપકાર નથી. તેઓ જે જ્ઞાનસંપત્તિ મૂકીગયા છે, તેનો આપણે યથેચ્છ ઉપયોગ અને ઉપભોગ કરીએ છીએ; અને તેટલાજ માટે આપણે તેઓના દેવાદાર છીએ. તે દેવું શારીતે વાળી શકાય? બ્રહ્મયજ્ઞના અનુષ્ઠાનથીજ. અર્થાત તેઓએ પ્રગટ કરેલી વિદ્યાનો અભ્યાસ કરવો, તેમાં વૃદ્ધિકરવી અને તેનો પ્રચાર કરવો; એમ કરવાથીજ આપણે તેઓનાં દેવામાંથી છૂટી શકીએ. તેટલાજ માટે મનુ માહરાજે **अध्यापनं ब्रह्मयज्ञः** (મનુસ્મૃતિ, અ ૩, શ્લો. ૭૦) એટલે અધ્યાપનનેજ બ્રહ્મયજ્ઞ કહ્યો છે. બ્રાહ્મણને શિર અધ્યાપનની અનુલ્લંઘનીય ફરજ મૂકી છે. જેઓ જાતિ-

માત્રથી નહિ, પણ ગુણકર્મથી બ્રાહ્મ રહેવાને ઇચ્છતા હોય, તેઓએ હૃદયમાં કાતરી રાખવું જોઇએ કે શિક્ષણનો અથવા અધ્યાપકનો ધંધો નિરંતર પગારમાં વધારો ઇચ્છયા કરવાને માટે નથી, શિક્ષક અથવા અધ્યાપકનો ધંધો ક્ષત્રિય, વૈસ્ય અને શદ્રની પેઠે ભોગવિલાસ ભોગવવાને માટે નથી, પરંતુ શિક્ષક અથવા અધ્યાપકનો ધધો માત્ર ઋષિઋણ-માંથી છુટવાને માટેજ છે, જગત પાસેથી જે કંઈ લીધું હોય તે વ્યાજ સહિત પાછું આપવા માટેજ છે. પ્રાચીન ઋષિઓની અને બ્રાહ્મણોની તેવીજ ભાવના હતી અને તેવુંજ આચરણ હતું. આ કાળમાં તે ભાવ-નાનો અને તદનુસાર આચરણનો પ્રાયશઃ લોપજ થઇ ગયો છે હવે પછીના બ્રાહ્મણ જીવોમાં તેવી ભાવના અને તદનુસાર આચરણનો પુનરૂદય થશે, ત્યારેજ મનુષ્યજાતિ ઉન્નતિને પંથે પળી શકશે.

## ૨૩ ઉપસંહાર.

ઉપર્યુક્ત સર્વ વિવેચન ઉપરથી શું ફલિત થાય છે ? દિવ્યદૃષ્ટિ ઋષિઓએ મનુષ્યના ક્રમવિકાસ માટે જે કાયિક અને માનસિક કર્મોની અને ઉપાસનાની યોજના યોજી છે, તે નિરર્થક નથી તેમાં અગાધ રહસ્ય સમાયું છે. પરંતુ જે યુગમાં આખી મનુષ્યજાતિ વિપરિત પંથે વિચરતી હોય તે યુગમાં કદાચ તેનો મર્મ ન સમજાય, જાતે મણિ છતાં, કાચ જેટલી પણ તેની કિમ્મત ન થાય, અને જીવનનો ઉલ્લાસ એટલે ઇંદ્રિયોના વિલાસોજ જીવનનો ઉદ્દેશ મનાય, તો તેથી તે યોજ-નાને કંઇ હાનિ થતી નથી. તે યોજના તો અમરજ રહેવાની. યુગ પલટો થતાંજ તેનો ઉપયોગ નો થવાનોજ. તે યોજનાનો સાર તો સ્નાન, સંધ્યા અને પંચમહાયજ્ઞ છે. જાણે તે કર્મત્રયમાંથીજ સઘળા વૈદિક ધર્મો વિકસિત થયા ન હોય! અથવા જાણે તે કર્મત્રયજ સઘળા વૈદિક ધર્મોનું સંક્ષિપ્ત રૂપ ન હોય! તેવો સંકેત તે કર્મત્રયમાંથીજ નિષ્પન્ન થાય છે. જેઓને બ્રાહ્મણ જન્મનું અભિમાન હોય, અન્વર્થ બ્રાહ્મણ થવાની ઇચ્છા હોય તેમજ બ્રાહ્મણમાંથી દેવત્વ પ્રાપ્ત કરવાની આશા હોય, તેઓએ તો તે કર્મત્રયથી સૂચિત સઘળાં શ્રૌતસ્માર્ત કર્મો કરવાંજ જોઇએ. સંધ્યોપાસનથી યોગાભ્યાસનું સૂચન થાય છે;

દેવપિતૃયજ્ઞોમાં શ્રૌતસ્માર્ત યજ્ઞો, સંસ્કારો અને દેવાર્ચનનો સમાવેશ થાય છે; મનુષ્યયજ્ઞ અને ભૂતયજ્ઞમાં દાન, દયા, અહિંસાદિ મનુષ્યત્વોત્પાદક સઘળા નીતિધર્મોનો સમાવેશ થાય છે. તે સર્વનો અંતિમ ઉદ્દેશ સર્વાત્મભાવ અને વિશ્વસેવાભાવ ઉત્પન્ન કરવાનો અને તે ભાવો જીવનમાં ઉતારવાનો છે. એજ વૈદિક ધર્મનુ પરમ લક્ષ્ય છે, તે કદીપણ વિસરવું જોઇએ નહિ. 'અવકાશ નથી. અવકાશ નથી.' એવો પુકાર કરવો, તે વસ્તુતઃ સત્ય નથી અશ્રધ્ધા, તાત્કાલિક લાભાભાવ અને કાયકષ્ટ, એજ એ સર્વ પુકારનું મૂળ છે. અલબત, સતત પ્રવૃત્તિવાળા મોટાં નગરોમાં વિદ્યાર્થીઓને અને નોકરોને જોઇનો અવકાશ ન મળી શકે, તે સંભવિત છે. છતાં સ્નાન, સંધ્યોપાસના અને એકાદ સૂકતના પાઠ માટે વીશ ત્રીશ મિનીટ જોઇએ. તેટલો અવકાશ પણ ન મળી શકે ? ઇચ્છા હોય તો તેથી વધારે પણ મળે અને જેઓ શ્રધ્ધાવાન્ છે, તેઓને મળે પણ છે. આજે તેવાં નગરોમાં પણ વિદ્યાર્થી અને નોકર વર્ગમાંથી તેટલો સમય આન્હિકમાં રોકનારાઓની સંખ્યા સ્વલ્પ નહિ હોય. સમયને અભાવે કંઈ વિશેષ ન બની શકે તો, સ્નાન તથા સંધ્યોપાસના (જેમાં ગાયત્રીજપનો પણ સમાવેશ થાય છે, તે) કરવાનો તેમજ પુરૂષ સૂકત કે વિષ્ણુ સૂકત જેવા એકાદ વૈદિક સૂકતનો અને તે સાથે શ્રીમદ ભગવદ ગીતાના એકાદ અધ્યાયનો પ્રાતઃકાળમા પાઠ કરી જવાનો તો નિયમજ કરી નાંખવો જોઇએ. જેઓને પૂરતો અવકાશ મળતો હોય, તેઓએ તો તે સઘળા કર્મો યથાકાલ યથાવિધિ કરવાંજ જોઇએ. વૃથા કાલક્ષેપ કરવાથી જીવન વ્યર્થ જશે, એટલુંજ નહિ પણ ક્રમે ક્રમે, જન્મે જન્મે અધોધઃ પતન થયાવિના રહેશે નહિ. તે મિથ્યા ભય નથી, તે પરમ સત્ય છે, કુદરતનો અપ્રતિહન્ય કાયદો છે.

હે દેવના દેવ, મહાદેવ પરમ ઇશ્વર, પરમાત્મા સર્વને સન્મતિ આપો !, એજ અમારી નિત્યપ્રાર્થના છે!

[ પૂર્ણ.

ગજેન્દ્રરાય છેલશંકર બુચ.

# ચર્ચાપત્ર.

સ્વતંત્ર એવા કહેવાતા વડનગરા નાગરોની આખરે પરિષદ ભરાઇ, વિષયવિચારિણી સમિતિમાં સભ્યોએ ઉંઘ વેચી ઉજાગરો કરી જડબાં-તોડ ચર્ચા કરી માત્ર કાગળ ઉપર રાખવા માટેના ઠરાવો ઘડયા અને બીજે દિવસે ઉત્સાહી પરિષદ સમક્ષ ધર્યા. અને તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રત્યેક ઠરાવ પછવાડે લાંબાં ટુંકા વિવેચનો કરી પાસ કરાવ્યા. એ ઠરાવો તો અમલમા મૂકાય ત્યારે ખરા. પરિષદને પહેલે દિવસે તો મંત્રીઓ છડરીઓ ગઢ જીતવા જતા હોય તેવા વેગભર ઉત્સાહથી કાર્ય કરી રહ્યા હતા. બીજા દિવસનું પ્રભાત તો મધ્ય દરિએ વહાણ સમાન હતું. સાંયકાળે તો પરણીને તરત સાસરે જતી કન્યાનાં માતપિતાના જેવી દયાજનક સ્થિતિ થઇ પડી હતી. આજે એ ભય નિર્વિઘ્ને પસાર થઈ ગયો છે. પરિષદને પણ આજે ભરાઈ ગયે બે વર્ષ પૂરાં વીત્યાં. પરિષદે શું ઠરાવ કર્યા? શું કામ કર્યું? કેટલા પૈસા ઉઘરાવ્યા? કેટલા ખર્ચ્યા? વિગેરે બધી બાબત આજસુધી કેમ પ્રકાશમાં આવી નથી એ સમ્બન્ધમાં ઘટતું કરવા અને હિસાબ અને રીપોર્ટ સત્વર બહાર પડે એવી ગોઠવણ કરવા પરિષદે નીમેલી ( Standing Committee ) ઉભી સમિતિ કે જે પણ ખરેખર ખડેપગેજ છે, તેના પ્રમુખ સર લલ્લુભાઇને નીચેનો પત્ર લખ્યો છે તેનો ઉતર આપવા કહેવાના અતિ-વ્યવસાયી સર લલ્લુભાઇને અવકાશ મળ્યો હોય તેમ જણાતું નથી.

રા. રા. મહેરબાન સર લલ્લુભાઇ સામળદાસ મહેતા.
પ્રમુખઃ—સ્થાયી સમિતિ.
અખિલ ભારત વડનગરા નાગર (બ્રાહ્મણ ગૃહસ્થ) પરિષદ, મુંબઇ.

વિ. વિ. સાથ જણાવવાનું કે સને ૧૯૨૬ માં મુંબાઇ ખાતે ભરાયેલાં નાગર પરિષદના પહેલાં અધિવેશનનાં પ્રમુખ આપ હતા. અને પરિષદે નીમેલી સ્થાયી સમિતિના પણ આપ પ્રમુખ છો. આપની સ્થાયી સમિતિ પોતાનું કાર્ય વેગભર ચલાવી રહી હશે. પણ આપને મારે જણાવવાનું કે નાગર પરિષદની કાર્યવાહક સમિતિની છેલ્લી બેઠકમાં ઠરાવ થયો હતો કેઃ—"વધેલી સીલકમાંથી હિસાબ અને રીપોર્ટ છપાવવો" અને રીપોર્ટ ઘડી કાઢવા માટે ચાર માણસની સમિતિ નીમવામાં આવી છે. એ સમિતિ ત્રણ માસનીને મુદત આપવામાં આવી હતી. આજે થયેલા ઠરાવને સવા વર્ષ મુદતને એક વર્ષ અને પરિષદને સવા બે વર્ષ થયાં છે છતાં પણ પરિષદના મંત્રીઓ તરફથી હિસાબ કે રીપોર્ટ કેમ કાંઇ બહાર પાડવામા આવ્યું નથી? અને એ સમ્બન્ધમાં સ્થાયી સમિતિ એ કાંઈ કર્યું છે કે કેમ? વિગેરે સર્વ હકીકતથી વાકેફ કરવા કૃપા કરશો. નહિતો પછી આ બાબત જાહેરમાં પ્રસિદ્ધ થાય એ માટે મને જોખમદાર ગણશો નહિ.

લી. આપનો
ગજેન્દ્રરાય છેલશંકર બુચના પ્રણામ.

સર લલ્લુભાઇને તો પરિષદનો હિસાબ કે રીપોર્ટ બહાર પડયા છે કે નહિ, એની જ્યારે અન્ય વ્યવસ્થામાંથી મુક્ત થાય ત્યારે ખબર પડે ને? પણ (Standing Committee) ઉભી સમિતિ એ એક કાર્યવાહક સમિતિની નિમણુંક કરી છે. તેમાં અગિઆર સભ્યોનો સમાવેશ છે. અગિઆરે મહાશયો ઉપર તેમજ સર લલ્લુભાઇ ઉપર જ્ઞાતિજનોએ અનેકવાર હિસાબ અને રીપોર્ટો બહાર પાડવા માટે કાગળ લખ્યા પણ તેઓએ આંખઆડા કાન કર્યા હોય એવું ચોકકસ મનાય છે. કારણ રીપોર્ટ કમિટિમાં કોઇ વાઘ કે સિંહ નથી કે હિસાબ અને રીપોર્ટ માગવા જેટલી હિંમત કરતાં પણ અચકાવું પડે.

પરિષદમા આગળ પડતો ભાગ લેનાર એક ગૃહસ્થે બીજી જ્ઞાતિઓની સંસ્થાની અનિયમિતતા વિષે પોતાના મુખારવિંદમાંથી ઉદ્ગાર કાઢતાં જણાવ્યું કે "હરેક સંસ્થાના સંચાલકો પોતાને સોંપાયેલી જવાબદારી શું છે એ ન સમજે અને ગગડ દગડ ચલાવ્યાં કરે સંગીન કાર્ય કરે નહિ અને સંસ્થા માટે લોકમાં ખોટી છાપ પડાવે એવું માત્ર મિથ્યા લોભ માટે શામાટે ઢાંકપિછોડ કરતા હશે." એ ગૃહસ્થને આજે હું વિનંતી કરૂં છું કે ઉપરના શબ્દો આપને માટે યોગ્ય છે કે નહિ? આપ શું કરી રહ્યા છો. પરિષદનો હિસાબ કયાં છે? આજ સુધી બહાર પાડવાની ઉંઘ કેમ ઉડી નથી? હરેક સમયે બીજાની વાત કરવા માટે તત્પર રહેવું અને આચરણમાં મૂકવું નહિ અને મોટી ડફાસો મારી જ્ઞાતિ સેવક હોવાનો દાવો કરવો એ બીલકુલ ઇષ્ટ નથી. જ્ઞાતિ સેવક થવા માટે તો હરેક પળે હર ઘડીએ સેવા ખડેપગે કરવી પડશે.

અંતમાં હું એટલી આશા રાખું છું કે હવે સત્વર હિસાબ અને રીપોર્ટ બહાર પડશે અને ખોટી સમજણને નિર્મૂળ બનાવશે.

# નાગરિક પ્રશ્નાવલિ વિશે એકજ અભિપ્રાય.[1]

"નાતો આખરે તુટે કે ટકે, પણ એવો કોઇ તેનો નતીજો આવતાં લગીમા. તેની સર્વદેશી સાફસુફી માટે, તેને એક જાતની અસરકારક 'એનીમા' આપવા માટે આજે કરાચીનાં 'નાગરિક' તરફથી મળેલી નાગરો સંબંધની પ્રશ્નાવલિ જેવા પ્રયાસો હરેક નાતમાં થવાની મોટી જરૂર છે. પ્રશ્નો નાતની ધાર્મિક, સામાજીક, આર્થિક બધી સ્થિતિઓને અંગે, સારી રીતે વિગતમાં ઉતરીને, તથા પ્રગતિશીલ દ્રષ્ટિબિંદુથી યોજવામાં આવ્યા છે. ને એ પ્રગતિશીલતાનું પ્રમાણ એવું મોટું છે કે, યોજકોએ 'પુખ્ત' વિચાર વિના પોતાનું કામ કર્યું છે એમ એક પૂજ્ય વૃદ્ધજનને-પૂજ્ય તેટલા જ વિચારવંત. તેટલાજ સંરક્ષક સુધારા પ્રેમી વૃદ્ધજનને-લાગ્યાનું જાણું છું. પણ એવો મતભેદ તો રહેવાનોજ. મુદ્દાની વાત એ છે કે અત્યારની બધી નાતોમાં વ-તું ઓછું જે દંભનું સામ્રાજ્ય જામ્યું છે, જીવંત ને ઉપયોગી સામાજીક વ્યકિતત્વ નષ્ટ થતું જાય છે, સાચી ધાર્મિક-તાનો લગભગ ધ્વંસ થયો છે, એ બધી અવદશા ટાળવાને પ્રશ્નાવલિ જેવા કોઇક સાધનથી વિચારણા શરૂ કરીને, 'નાગરિકના' સંચાલકો પછીથી કરવા ચાહે છે તેમ. જ્ઞાતિવાર પરિષદ દ્વારા યુગને અનુરૂપ સમાજબંધારણ થઇ શકે તેવા સક્રિય પગલાં. નકામો વિલંબ કર્યા વિના, લેવાંજ જોઇએ.

કૌમુદી પુ. ૪. અં. ૩. પૃ. ૧૦૦

---

[1] વધુ માટે જુઓ નાગરિક પુ. ૩. અં ૩.



[પૃ. ૨૮૪ મે આપેલ નામાંકિત ગૃહસ્થોની યાદીમાં, પાછળથી ઉત્તરો આપનાર નીચેના ગૃહસ્થોનાં નામ ઉમેરવા વિનંતિ છે.]

રા. રા રતિલાલ નૌતમલાલ વસાવડા.
,, ,, છેલશંકર કૃપાશંકર વૈષ્ણવ.
,, ,, પ્રભુદાસ ગોવિંદરામ કીકાણી.
,, ,, કાન્તિલાલ પ્રભાશંકર વસાવડા.
,, ,, જ્યાપ્રસાદ સદાશંકર ધોળકિયા.
,, ,, હરિરાય માધવરાય કીકાણી.
,, ,, સુરતરાય અંબાવીદાશ વસાવડા.
,, ,, માણેકલાલ ધારણજી નાણાવટી.
વે. મૂ. રામશંકર મયાશંકર ત્રવાડી.
,, ,, પ્રભાશંકર લક્ષ્મીશંકર વોરા.
,, ,, દેવદત્ત મહાપુરૂષ ત્રવાડી.



# નાગરિક પ્રશ્નાવલિ

ના

# ઉત્તરોનું પૃથક્કરણ

૧. સંવત્ ૧૯૮૪ના ચૈત્ર મહીનાના પ્રારંભમાં આપણી જ્ઞાતિ સમસ્તને ઉદ્દેશીને જે પ્રશ્નાવલિ પ્રકટ કરવામાં આવી હતી, તેના પ્રત્યુત્તરોનું પૃથક્કરણ કરી જ્ઞાતિ પાસે નિવેદન રૂપે રજુ કરતાં અમને હર્ષ થાય છે.

૨. આ પ્રશ્નાવલિ આપણા બન્ધુઓને મોકલતી વખતે જે વિજ્ઞપ્તિ પત્ર લખાયો હતો તેમાં આ પ્રશ્નાવલિનો ઉદ્દેશ નીચે પ્રમાણે પ્રસ્તુત કર્યો હતો. "જ્ઞાતિના પ્રત્યેક જણના દિલમાં જ્ઞાતિહિતની બાબતમાં શું વસી રહ્યું છે એ જાણવાને જ્ઞાતિનો દરેક સેવક આતુર રહે છે, કારણ જ્ઞાતિ સમસ્તનાં મંતવ્યો. એના અભિપ્રાયો અને એની જુદી જુદી બાબત પ્રત્યેની વૃત્તિઓના જ્ઞાન વગર જ્ઞાતિ સેવા અશક્ય જેવીજ છે .......આ પ્રશ્નાવલિ જ્ઞાતિના અગત્યના પ્રશ્નો ઉપર જ્ઞાતિ સમસ્તનું મતસંગ્રહન Referendum છે."

આ ઉદ્દેશ પ્રશ્નાવલિ ઘણે અંશે પાર પાડી શકી છે એ આ નિવેદન વાંચ્યા પછી સહુને લાગશે.

૩. પ્રશ્નાવલિની ઉપયોગિતા અને જરૂર વિષે અમને સઘળા વર્ગ તરફથી ઉત્સાહજનક અભિપ્રાયો મળેલા હોવાથી, જે પ્રયાસનો આરંભ માત્ર અખતરા રૂપે થયો હતો તે પ્રયાસનું પરિણામ બહુજ ઉત્તમ સિધ્ધિપ્રદ થઈ પડ્યું જોઇ, જેમણે આવું શુભ પરિણામ લાવવામાં અમને સહાય કરી છે તે સર્વ બંધુઓ અને બ્હેનોનો અમે અન્તઃકરણથી આભાર માનિએ છિએ; ખાસ કરી રા. રા. નયનસુખલાલ હરિલાલ પંડ્યાએ જે ઉત્સાહથી આ પ્રશ્નાવલિનો વિષય જાહેરમાં ચર્ચી આના ઉત્તરો શોધવાનું આસાન બનાવી

દીધું છે તેમનો નિર્દેશ આ પ્રસંગે કરવો ઘટે છે. એ ભાઇએ નાગરી નાતને અનુકૂલ બને એવું બંધારણ ઘડી મોકલ્યું છે, જે નાગરિકના અંકોમાં પ્રસિધ્ધ થશે. બીજાં પણ કેટલાંક બંધારણો અમને મળ્યાં છે જે પણ ઉપર પ્રમાણે પ્રસિધ્ધ થશે.

૪. આ પ્રશ્નાવલિના કેટલાક પ્રમાણિક ટિકાકાર પણ અમને આવકારદાયકજ લાગ્યાછે કારણ વિચારોને ઉત્તેજક બને એ પણ પ્રશ્નાવલિની સાર્થકતા અમુક અંશે સિધ્ધ કરે છે. જ્યારે એક બહુજ ન્હાનો વર્ગ ટિકાકારની પ્રૌઢતા છોડી કેવળ 'ટિકાખોર' પણ બન્યો છે. જેની અલ્પતા, સંખ્યામાં અને ઔદાર્યમાં, બહુજ ઓછી હોઈ, પ્રશ્નાવલિને ઉત્તેજન રૂપેજ જણાઈ છે. અનૌદાર્ય એ જ્ઞાતિહિતનો મ્હોટામાં મ્હોટો શત્રુ છે, અને પોતાના મંતવ્ય ન સ્વીકારે તે સર્વ અધોગત છે એવી માન્યતા સ્હેંકડો ઉત્તરોમાંથી માત્ર ત્રણજ ગૃહસ્થોની જણાય આવી છે, જે વાત આપણી જ્ઞાતિના ભવિષ્ય માટે બહુજ આશાસ્પદ છે. કારણ ધર્મ વિષેની જીજ્ઞાસાના કે વિધવાવિવાહના પ્રશ્ન માત્રના પુછનારને માટે જે ગૃહસ્થ કેવળ અભદ્ર ગાળજ લખે તેમની ગૃહસ્થાઇ વિષે પણ શંકા થાય, તો જ્ઞાતિહિતમાં એમના હિસ્સા વિશે, તો કયાંથીજ આશા રખાય?

આનન્દની વાત તો એ છે કે માત્ર ત્રણ ગૃહસ્થ સિવાય—જે ત્રણે હાલારના એક નામચીન શહેરમાંથી ઉત્તરો મોકલાવે છે- સઘળા ઉત્તરોમાં જીજ્ઞાસા, નિખાલસતા ઔદાર્ય અને સર્વ પક્ષને ન્યાય આપવાની વૃત્તિ અચૂક દેખાઇ આવી છે. જેઓ કોઈ પણ પ્રકારની પ્રગતિને વિરૂધ્ધ મત આપે છે તે પણ ચોકિખ અને સદ્દભાવ ભરેલી ભાષામાંજ ઉતર લખે છે.

૫. આ નિવેદન પ્રેસ ઉપર મોકલતી વખતે અમારી પાસે કુલે ૨૫૦ ઉત્તર પત્રકો આવ્યાં છે, જેમાંના ઘણાંખરાં પત્રકો ચારપાંચ બંધુઓએ પરસ્પરમાં ચર્ચા કરીને મોકલાવ્યાં છે. ઘણાં પત્રકો ઉપર અનેક ભાઇઓએ સહી કરી છે જ્યારે ઘણાંખરાં પત્રકો, અનેકની ચર્ચાના પરિણામે ભરેલાં હોવાની હકીકત પત્ર દ્વારા જણાવવામાં આવીછે.

આ પ્રમાણે આશરે ૧૦૦૦ ઉત્તરો મળ્યા છે એમ કહેવું વાજબી ગણાય. ઉત્તરોની સર્વપક્ષિતા આ સંખ્યા ઉપરથી જણાઈ રહેશે, એટલુંજ નહિ પણ ઉત્તરો એટલા બધાં વિવિધ સ્થળેથી મળ્યા છે કે ઉત્તરોની સર્વપક્ષિતા સ્વીકારવામાં કશી હરકત ન રહેવી જોઇએ. ઉત્તરો નીચે જણાવેલા સ્થળોએથી મળ્યા છે; મુંબઇ, જામનગર, જુનાગઢ, ભાવનગર, નડિયાદ, પેટલાદ, અમદાવાદ, વડોદરા, ભુજ, વિરમગામ, કચ્છ માંડવી, સરદારગઢ, અમરેલી, લારખાના, જોડિયા, જેતપુર, કરાચી માંગરોળ, રાજકોટ, ભરૂચ, વલસાડ, કલ્યાણપર, ગરોથ, કલકત્તા, ભાયાવદર, ઉનાવ, વસાવડ, જસદણ, નરસિંહગઢ, જોધપુર, પોરબંદર, અને ધનબાદ.

૬. આ પ્રત્યુત્તરોના સવિસ્તર અભ્યાસથી એટલું પ્રતીત થાય છે કે જ્ઞાતિનો દરેક વર્ગ પરસ્પરના મત માટે ઉદાર દૃષ્ટિ ધરાવે છે. કેટલાએ મુરબ્બીઓએ રૂઢ પક્ષમાં આસ્થા દૃઢરીતે હોવા છતાં પણ દેશકાલને અનુકૂલ ફેરફાર પ્રત્યે સહાનુભૂતિ દેખાડી છે. સ્થલ સંકોચને અભાવે સહુના વ્યક્તિગત અભિપ્રાયો છાપવાનું નથી બન્યું. પણ એટલું જાણીને જરૂર આશ્ચર્ય થશે કે જ્યાં બિલકૂલજ પ્રગતિ વિરોધ દેખાડવામાં આવ્યો છે, ત્યાં દેખાડનાર વૃદ્ધજનજ નથી. અતિરૂઢ અને પ્રગતિક જવાબો આપનાર પચાશની આણીકોરના પણ છે. પણ આવાઓની સંખ્યા એટલી નાની છે કે એમના મંતવ્ય જ્ઞાતિ સમસ્તના હિતમાં કંઇ પણ વજન ન મેળવી શકે. સંતોષની વાતતો એ છે કે રૂઢવૃત્તિવાળા ગૃહસ્થો કરતાં પણ ઉદ્દામ અને ઉચ્છેદક વૃત્તિના ગૃહસ્થોની સંખ્યા ન્હાની છે

૭. આ પ્રશ્નાવલિ પ્રગટ કર્યા પછી "નાગરિક"ના કેટલાક યુવાન મિત્રો કાઠીયાવાડના ઘણાખરાં શહેરોમાં કોઇને કોઈ પ્રસંગે ઘૂમી આવ્યા. તે દર્મ્યાન છુટથી ચર્ચાતી. પ્રશ્નાવલી વિષે એક બહુ મોટા વર્ગને એમ બોલતો સાંભળ્યો કે અમે આ પ્રશ્નાવલીના ઉત્તરો લખવા માટે રાજી નથી તેનું કારણ એકજ છે: કે અમ્હારા જે મત એમાં આવે તે પ્રગટ થાય તો અમારે બહુ સોસવું પડે. આવી નૈતિક નિર્બ-

ળતાનો જમાનો દહાડે દહાડે ઓછો થશે એમ આશાવાદ ફેળવ્યા સિવાય આ વિષે હાલ અમારે વધુ કશું કહેવાપણું રહેતું નથી.

૮. આ બધા સામટા ઉત્તરો ઉપરથી એ વાત સ્પષ્ટ જણાઇ આવી છે.

(૧) મધ્યમ સરનો અને દેશકાલોચિત ફેરફાર કરવા બહુમતિનો અભિપ્રાય છે.

(૨) ગમેતેવા વિષમ સંયોગોમાં પણ નાગરની નાગરિકતા સચ્વાઇ રહે એ માટે બધાને ચિન્તાછે.

દરેક નાગર ઉત્તમ નાગરિક બનવો જોઇયે એ જરૂરનું નથી એમ એક વિદ્વાન (!) બંધુએ ભાર દઇ લખ્યું છે, પણ એમનાં એ અજોડ એકલાં અટૂલાં મંતવ્યની સામે બહુજ ઘણામત પડયા હોઈ એમનો વર્ગ એ એકલાનોજ છે એમ લાગે છે.

બંધારણ વિભાગ

(૯) આપણી જ્ઞાતિમા કોઇ પ્રકારનું પાકું બંધારણ નથીજ રહ્યું એવો દરેકનો મત પડયો છે. હાલ જે કંઇ રડયા ખડયા બંધારણનાં ખંડિયેરો અવશેષ છે તે માટે સામાન્ય રીતે અસંતોષ જાહેર કરવામા આવ્યો છે છતા બધારણ હોવુંજ જોઇએ એવું બધાજ માને છે. બંધારણ વિના જ્ઞાતિ દિવસ દિવસ અસ્તવ્યસ્ત થતી જાયછે એમ સહુને લાગી રહયું છે. સહુ કોઈ નવું બંધારણ રચવાની તરફેણમાં છે, એમાં કેવા તત્ત્વો વિશિષ્ટરૂપે આમેજ થવાં જોઇએ તે વિષેની આંક ડાવાર તપશીલ પરિશિષ્ટ અ માં જણાશે. ખાસ તો એ દેખાય છે કે દરેક પ્રાન્ત પોતાનું સ્થાનિક બંધારણ રાખીને પણ સહુ પ્રાન્તના કેન્દ્રસ્થ મંડલની આવશ્યકતા બહુમતે દેખાડવામાં આવી છે. આજે જ્યાં સમસ્ત હિન્દી સમાજ સંગઠ્ઠન ઉપર જોર દે છે ત્યાં આવા પ્રકારની જરૂર બહુમતે સ્વીકારાય એ નવાઇ જેવું નથી, છતાં એ બંધારણ વધુ મને ચૂંટણીથી એટલે Democracy સર્વસામાન્ય સત્તાક હોવું જોઇએ, એવું દેખાડવામાં આવ્યું છે.

## વિભાગ: કેળવણી

૧૦. આ વિષયમાં મળેલા અભિપ્રાયો બહુજ જાણવા જેવા છે. અક્ષર જ્ઞાન અને સંસ્કાર વિષેનો ભેદ ઘણા ખરાએ બતાવ્યો છે. કેટલાકો એ આ વિષે સવિસ્તર નિબંધ લખી મોકલાવ્યા છે જે પ્રસંગાનુસાર ''નાગરિક''ના અંકમાં પ્રગટ થશે. અક્ષરજ્ઞાન વધે છે એમ બહુનો અભિપાય પડ્યો છે, પણ કેળવણીના આજના પ્રકાર વિષે અસંતોષ બતાવવામાં આવેલ છે. ખાસકરી બી એ., એમ. એ. ની ઉપાધિનો મોહ છોડી સ્વતંત્ર ધંધાને અનુકૂલ એવો અભ્યાસ કરવાની તરફેણમાં ઘણા વધારે મન પડ્યા છે છતાં જે ભણવું તે તો હેદસુધી એ પણ બહુમતિનો અભિપ્રાય છે. સાનંદાશ્ચર્ય ઉત્પન્ન કરે એવો અભિપ્રાય તો છોકરીઓની કેળવણી વિષેનોછે. છોકરીઓએ કમમાં કમ કેટલે સુધી ભણવું જોઇએ એ પ્રશ્નના ઉ તરમાં ૭૬ ટકામત ''મેટ્રિકસુધી'' માટે અને ''અંગ્રેજી ત્રીજા ધોરણ સુધી'' માટે ૨૪ ટકામત પડ્યા છે. કન્યા કેળવણીની દિશામાં આપણી જ્ઞાતિનો મત કેવી સંગીન રીતે આગળ વધ્યો છે એ આથી પૂરવાર થાય છે; અને ત્યાં ઉચ્ચ કેળવણી પણ છોકરીઓને મળવી જોઇએ એની તરફેણમાં ૮૭ ટકા અને વિરૂધ્ધમાં ૧૩ ટકામત પડ્યા છે એ પણ એજ દિશાનું સૂચન કરે છે. છોકરીઓના શિક્ષણ માટે સૂચવેલા ખાસ વિષયોમાં નીચે જણાવેલા દરેક વિષયમાટે ઠીક"ટકામત પડ્યા છેઃ રસોઈ, સાંસારિક વિષયો, સામાન્ય રીતભાત, આરોગ્ય શાસ્ત્ર, વૈદિક, વિજ્ઞાન, સંગીત, ચિત્રકલા, અને શિક્ષક થાવા માટે કેળવણી.
..૯ જ્ઞાતજનોએ દેશાટન
વિરૂધ્ધ ૮.૨ ટકા મતે કબૂલ્યાઇ છે

## વિભાગ: ધાર્મિક

.એવી નાગરેતરકોમો નાગરોને રાજકાજમાં,
૧૧. દેશકર્તાં જાયછે એમ ૯૪.૩ ટકા વિરૂધ્ધ ૫.૭ ટકાને લાગે
પડ્યો હોય પાછું માચત કરી આફ્રિકા, જાપાનઅને યુરોપ વચ્ચેનો ભેદ
અભિપ્રાયઉતિમાં ૯૪.૧ ટકા તરફેણમાંછે અને ૫.૯ ટકા વિરૂધ્ધમાંછે. માત્ર
પ્રશ્નો જેમેરિકા જઈ શાકાહારી રહેનારને પ્રાયશ્ચિત આપી પંક્તિમાં
માનવાર્ભિતમાં ૮૯.૮ ટકા અને વિરૂધ્ધમાં ૧૦.૨ ટકા છે. કેટલાક વાજબી
ચાર પુછે છે કે અહિં રહીને પણ અખાદ્ય સેવન કરનાર માટે પ્રાય-

છે જ્યારે ૭૭.૧ ટકાને એ કબુલ નથી. છતાં નવાઇ જેવું એ છે કે ઘેરઘેર પ્રાર્થના, શાસ્ત્રાભ્યાસ, પુરાણ ઇતિહાસાદિના સેવનની તરફેણમા ૫૨.૫ માત્ર ટકામતજ પડયાછે જ્યારે વિરૂધ્ધમાં ૫૪ટકામત પડયા છે. કેટલાક ઉત્તરોના શબ્દોમાં કહિયે તો આવા પ્રચારની "ખાસ જરૂર નથી". કોઇ કહે છે કે આવા પ્રચારની "જરૂર છે પણ અશકય." એકાદ એમ પણ કહે છે કે આવો પ્રચાર ઘેરઘેર હોય છે. અમ્હારી નમ્ર પણ અડગ માન્યતા એવી છે કે યજ્ઞોપવિતની ઉપયેગિતા તો આવા સ્વાધ્યાય, શાસ્ત્રાભ્યાસના, નિત્ય સેવનમાંજ છે. અને શિખા અને સૂત્ર, જે આ ઋષિઋણના સ્મરણ અપાવતા ચિન્હો છે તેને બિનજરૂરી બનાવી રાખનાર દરેકને આ સ્વાધ્યાય વ્રતનાં મહાત્મ્ય સ્હમજાવવાની ફરજ, સ્હમજેલાઓ ઉપર છે એક ભાઈ શિખાસૂત્ર માટે વાજબી રીતે લખે છે તેમ 'ચિન્હ અદશ્ય ન થયુ હોય તો અસ્ત થયેલા મેળવાય." પણ આ મેળવવાની ધગશ સહુને લાગવીજ જોઇએ એ જરૂરનું છે. ધર્મશું એ વિષેની બહુમતિ એવી થઈ છે કે ધર્મ સંપ્રદાય, આચાર, અને વ્યકિત અને ઇશ્વર વચ્ચેનો ગંભીર અને સ્વતન્ત્ર વિષય એ બધાંનો સમુદાય છે

## વિભાગ: આર્થિક સ્થિતિ

૧૨. આપણી સરેરાશ આર્થિક સ્થિતિ પડતી ચાલી છે એમ ૯૪.૯ વિરૂધ્ધ ૫.૧ મતે દેખાડયુંછે. કુલ ૨૬૫ જણની આવક અને ગે લાગી''રહ્વુઅવારની સંખ્યા જે જુદી જુદી જણાવવામાં આવેલ છે એમા કેવાં તત્ત્વો વિશિષ્ટરૂપે ઓગમ નીચે પ્રમાણે આવ્યું છે. સરેરાશ ડાવારે તપશીલ પરિશિષ્ટ અ માં જણાશે. બનાર જણની સંખ્યાં સરેરાશ દરેક પ્રાન્ત પોતાનું સ્થાનિક બંધારણ રાખીને પહોવાના અભિપ્રાયને કેન્દ્રસ્થ મંડલની આવશ્યકતા બહુમતે દેખાડવામાં આવી છે.'૨ ભાઇઓની સમસ્ત હિન્દી સમાજ સંગઠ્ઠન ઉપર જોર દે છે ત્યાં આવા માં પરસ્પ- જરૂર બહુમતે સ્વીકારાય એ નવાઇ જેવું નથી, છતાં એ બંના સવા- વધુ મને ચૂટણીથી એટલે Democracy સર્વસામાન્ય સત્તાક ?" એમ જોઇએ, એવું દેખાડવામાં આવ્યું છે. ંતા

હોય ને મળે" એટલુંજ લખ્યું છે. એક ગૃહસ્થ રમુજમાં લખે છે કે "કોઇ મદદ આપવા રાજી હોય તો પોતે કરજાઉ બનવા ખુશી છે!" આવી રમુજ પછવાડેની વાસ્તવિક સ્થિતિનો ખ્યાલ બહુ નિરાશાજનક છે. જુદા જુદા જવાબોમાં કરજાઉ ભાઇઓની સંખ્યા વધારે દેખાડનારા મત ૮૬.૫ ટકા પડ્યા છે જ્યારે કરજ મુકતની સંખ્યા મ્હોટી માનનારા મત માત્ર ૧૩.૫ ટકા પડ્યા છે

૧૩ લગ્ન, જનોઇ મરણ ઈત્યાદિ પ્રસંગે થતા ખર્ચમા કાપકૂપ થવી જોઇયે એમ ૯૪.૧ ટકા વિરૂદ્ધ ૫.૯ ટકા મત પડ્યા છે. જો કે સંપત પ્રમાણે ખર્ચ કરે તેમાં ન્યાતએ વચ્ચે ન પડવું જોઇએ એમ ૯૪.૩ ટકા વિરૂધ્ધ ૫.૭ ટકા મતે જણાવાયું છે. ઘરેણાં કપડા, જમણવાર અને આડંબરમાં સરેરાસ ૩૫, ૨૫, ૨૫, ને ૧૫ ટકા લાલ ખર્ચ થાય છે એમ બહુમતિ પડી છે તેમાં કાપકૂપ સૂચવવામાં ૬૬ ટકા મત ઘરેણામા ૨૭ ટકા કપડામાં, ૪૨ ટકા મત જમણવારમાં અને ૯૪ ટકા મત આડમ્બરમા કાપકૂપ સૂચવે છે, અને ૮ ટકા વિરૂધ્ધ ટકા મતે એમ દેખાડવ માં આવ્યું છે કે દરેક પ્રસંગે ઘણાંખરાં કુટુમ્બને કરજાઉ બનવું પડે છે. નિદાન જણાઈ રહેવાનું તો જરૂર આવી પડે છે, છતાં દેશકાલને અનુકૂલ વર્તિ ૮૮ ટકા વિરૂધ્ધ ૧૨ ટકા મને બીજાં ખરચ બચાવી લગ્ન પ્રસંગે છોકરાની જીન્દગીનો વિમો ઉતરાવવાની હિમાયત થઇ છે.

વિભાગઃ સામાજીક દેશાટન.

૧૪. આજની ક્ષીણ સ્થિતિના સુધારા માટે જ્ઞાતિજનોએ દેશાટન કરવુ જોઇએ એ હકીકત ૯૧ ૮ ટકા વિરૂધ્ધ ૮.૨ ટકા મતે કબૂલાઇ છે જેમાં દેશાટનનો બાધ નથી એવી નાગરેતર કોમો નાગરોને રાજકાજમાં, વેપાર ધંધામાં આંટતી જાય છે એમ ૯૪.૩ ટકા વિરૂધ ૫.૭ ટકાને લાગે છે. દેશાટનની હિમાયત કરી આફ્રિકા, જાપાન અને યુરોપ વચ્ચેનો ભેદ ટાળવાના મતમાં ૯૪.૧ ટકા તરફેણમાંછે અને ૫.૯ ટકા વિરૂધ્ધમાંછે. માત્ર યુરોપ અમેરિકા જઈ શાકાહારી રહેનારને પ્રાયશ્ચિત આપી 'પંકિતમાં લેવાના મતમાં ૮૯.૮ ટકા અને વિરૂધ્ધમાં ૧૦.૨ ટકા છે. કેટલાક વાજબી રીતે પુછે છે કે અહિ રહીને પણ અખાદ્ય સેવન કરનાર માટે પ્રાય-

સ્ત્રિ-તશામાટે ન જોઇએ ' જ્ઞાતિને અકર્તવ્ય એવાં કાર્ય કરી છૂપું રાખનાર કરતા છતો થનાર વધારે પાવનીયછે એમ૯૯.૩ ટકા મત પડયા છે જ્યારે એક વિસવાદી સૂર પૂરાયો છે જેના મતે છુપું કરનાર વધારે પાવનીય છે!

ખાનપાન.

૧૫. શાકાહારી રહીને કોઈનું પણ ખાવામાં બાધ નથી એમ ૮૪.૧ ટકા વિરૂધ્ધ ૧૫.૯ ટકા મતે દેખાડાયું છે અને રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર થઇ શકે એમ ૭૧.૧ ટકા વિરૂધ્ધ ૨૮.૯ટકા મત પડયાછે બ્રાહ્મણો વચ્ચેજ રોટી બેટી વ્યવહાર થવો જોઇએ એમ ૬૯.૯ ટકા વિરૂધ્ધ ૩૦.૧ ટકા દેખાયા છે, નાગરોના છ ભાગ વચ્ચે રોટી બેટી વ્યવહાર થવોજ જોઇએ એમ ૭૫.૪ ટકા તરફેણમાં અને ૪ ૬ ટકા વિરૂધ્ધમાં પડયાછે અને નાગર ગૃહસ્થ અને બ્રાહ્મણ વચ્ચે આ સંબંધ થવો જોઇએ એમ ૭૩.૨ ટકા તરફેણમાં અને ૨૬ ૮ ટકા વિરૂધ્ધમાં મત પડયા છે.

વિભાગ સ્ત્રીઓ કેળવણી.

૧૬. સ્ત્રિઓના પ્રશ્ન વિષેનો બહુમતિનો અભિપ્રાય કન્યા કેળવણી વિષેના પ્રશ્નોત્તરોમાં ધ્વનિત થયો હતો તેના સમર્થનમાંજ આ વિભાગમાં ઉત્તરો મળ્યા છે. જ્યારે બહુમતિ સ્ત્રીઓને ઉંચા પ્રકારની અને ઉપયોગી કેળવણી આપવા માટે ભલામણ કરે છે ત્યારે એ તો દેખીતુંજ છે કે સ્ત્રીઓની નિરાધારીના પ્રશ્નનો ફેસલો ઘણે અંશે તેઓ આપી ચુકયા છે. છતાં આ પ્રશ્ન ઉપર પણ ઉ-તરો સારો પ્રકાશ પાડેછે.૯૧.૬ ટકા એમ અભિપ્રાય દર્શાવેછે કે જરૂર પડયે આપણી સ્ત્રીઓ સ્વતન્ત્ર રીતે પોતાનો નિર્વાહ કરી શકે એટલી કેળવણી દરેક સ્ત્રીને હોવીજ જોઇએ જો કે ૮.૪ ટકાનો મત આની વિરૂધ્ધમાંછે. પરિણામે નિરાધાર અને અન્ય રીતે પણ લાચાર એવી સ્ત્રીઓ દૂરનાં યા નજીકના સગાંઓને આશરે પડી રહે એ વાત, નીતિની નજરે ૮૩.૮ટકાને પસંદ નથી, સગાંઓની આર્થિક સ્થિતિની નજરે ૮૭ ટકાને પસંદ નથી અને સ્ત્રીઓના માન રક્ષણની નજરે ૮૬.૨ ટકાને પસંદ નથી. અલબત સ્ત્રીઓની નિરાધારીના કારણમાં રાજકદૈવકજ નથી, પણ સ્વતન્ત્ર

આવડતની ખામી છે એ બહુમતે સ્વીકારાયું છે તેથી સ્ત્રી કેળવણીનું ધોરણ આ પ્રસંગોને અનુલક્ષી ઉંચું અને ઉપયોગી બનાવવાની ભલામણ કરવામાં આવી છે એ દેખીતું છે પણ આવી પરિસ્થિતિ આણવી એ બે ત્રણ દાયકાનો સવાલ છે; દરમ્યાન નિરાધાર સ્ત્રીઓના પોષણનો જુમ્મો નાતિ સમસ્ત શિર છે એમ ૯૦ ટકા મત પડયા છે. અફસોસની વાત ના એ છે કે ૧૦ ટકા આવો જુમ્મો નાતિને શિર રખાવવા તૈયાર નથી એઓ સગાની આર્થિક સ્થિતિ નબળી હોય તોપણ એમને ત્યાંજ નિરાધાર સ્ત્રીઓને રાખી એક દુઃખદ કોયડો ઉપસ્થિતિ કરવાની તરફેણમા છે! આવા ગૃહસ્થોના મનમાં જ્ઞાતિની સંગઠિત જવાબદારી માટે કેવા વિચારો હશે તે જાણવા જેવું તો ખરૂંજ! છતાં વાસ્તવિક સ્થિતિ તો ઘેર ઘેર આવા કેયડાઓ ઉપસ્થિતિ થઈ રહ્યા છે એ છે. કારણ જુનાગઢ અને કચ્છ ભુજ સિવાય બીજે કયાંયથી નિરાશ્રિત ફંડ હોવાના વાવડ આ પ્રશ્નોત્તરીમા જણાવવામાં આવ્યા નથી. અન્ય નહિ તો આવા પ્રશ્ન ખાતરજ અધારણનો સવાલ તાબડતોબ ઉપાડી લેવો જોઇયે એમ લાગે છે.

આ પ્રશ્નમાં બહુમતે જ્ઞાતિ શિરે બોજો સ્વીકારાયો છે એટલુંજ નહિ પણ ઘરે બેઠે મ્હેનત કરીને સ્ત્રીઓ નિર્વાહ પૂરતું સાધન પેદા કરી શકે એવી સંસ્થા જ્ઞાતિએ ચલાવવી જોઇએ એમ ૯૩.૮ ટકાના મત પડયા છે. સામાન્ય ચર્ચામાં ઉતરતાં સહુ એક મતે જણાવે છે કે સ્ત્રીઓના નિર્વાહમાટે સીવણકામ, ભરત, ગુંથણ, શિક્ષણ ચિત્રકામ, કાંતવું, પરિચારિકા કર્મ એ બધાનો લાભપૂર્વક ઉપયોગ કરી શકાય. એકજ કૃપાસાગર ગૃહસ્થ નિરાધાર સ્ત્રીઓને માટે કેળવણીની ખટપટમાં ન પડતાં એવી બ્હેનોને દળણાંથી નિર્વાહ શોધી લેવાની ફરમાશ કરે છે. શહેરોમાં જ્યાં ગલી ગલીએ વીજળીની ચક્કિઓ ફરે છે ત્યા તો આ સુચના નકામી છે, પણ આવી સુચના કરનાર શહેરના પરિચિત હોય એ ન બનવા જોગ છે.

<u>શારીરિક ખીલવટ</u>

૩૭ દિવસો દિવસ આપણા છોકરા છોકરીઓ શરીરે ઘટતાં જાયછે એમ ૯૭.૫ ટકાનો મત છે અને માત્ર ૮.૨ ટકાજ એમાં બાલ

લગ્ન ઉપરાંત બીજાં કારણો હોવાનું માને છે, જ્યારે ૯૫ ટકા સંસારનો વ્હેલો પ્રારંભ કરવાના પરિણામોને જોખમદાર ગણે છે. આપણા ખોરાકમાથી રસકસની ચીજો ઓછી થતી જાય છે એમ ૯૧ ટકાનો મત છે. અને બધા નાનપણથી શરીર કસવાની ભલામણ કરે છે; જ્યારે એક ગૃહસ્થ કોઈ પણ જાતની કસરતની વિરૂધ્ધ છે. વિગ તોમા ઉતરતા અખાડા સ્કાઉટિંગ રમતગમત વિગેરેની તરફેણમાં ૯૦.૫ ટકા અને વિરૂધ્ધ ૯.૫ ટકા મત છે. એક વિદ્વાન ભાઇ સ્કાઉટિંગમાં ધર્મ ભ્રષ્ટતાની બ્હીક દેખાડે છે, પણ નાગરના સ્કાઉટસ આચારાનુકૂલ ફેરફાર યોજી શકે છે એ કરાચીના અનુભવથી સિદ્ધ થઈ શક્યું છે. છોકરિયો માટે પણ આવો સ્વતન્ત્ર અને બીજી રીતે મર્યાદિત પ્રબન્ધ થવો જોઇએ એમ ટકાનો મત પડેલ છે.

## સામાન્ય રીતભાત.

લાજ: આ ચર્ચાસ્પદ વિષયમાં બહુમતિનો સ્પષ્ટ મત એવો પડયો છે કે જે પ્રાન્તમાં આ રિવાજ પ્રચલિત છે ત્યાં પણ રૂઢિ અને અભ્યાસ સિવાય એ રિવાજ માટે બીજાં કોઇ કારણો નથી. આમ ૮૭ ટકાનો મત છે. આ બધા એમ કહે છે કે લાજ ન હોય ત્યાં નીતિ, શરમ, મર્યાદા કે આમન્યાનો લોપ થાય છે એમ નથીજ, પણ એ રિવાજ રૂપે કેવલ આપણી સમાજ ઉપર મુસલમાની રાજ અને સમાજની માઠી અસર રહી ગઇ છે એટલુંજ. આ રિવાજ નાબુદ કરવાની તરફેણમા ૮૫.૪ ટકા મત પડેલછે. કારણ એવી માન્યતા દેખાય છે કે લાજના રિવાજ અને આનુષંગિક પરિણામોથી સ્ત્રીઓનો માનસિક વિકાસ પાછો પડે છે. અલબત બહુમતિ એવા ઠરાવ ઉપર આવતાં પ્હેલાં લાજનો અર્થ "મર્યાદા" નહિ પણ કેવળ મ્હોં અવગુંઠવાનો રિવાજ એ સ્પષ્ટ કરે છે. કહેવાની જરૂર નથી કે મર્યાદા નાબુદ કરવાનો આશય કોઇ પણ શિષ્ટજનનો હોઇ શકેજ નહિ,

૧૯. સસરા વહુના સંબંધ વિષે બહુજ જાણવા જોગ અને વિવિધ ઉત્તરો મળ્યા છે. હાલ જે સખ્ત નિયમોથી મર્યાદિત સંબંધ

આ બે સમ્બંધીઓ વચ્ચે કેટલાક પ્રાન્તોમાં પ્રચલિત છે તેથી ગેર-સમજુતીઓ ઉત્પન્ન થાય છે એમ ૮૮.૫ ટકાનું કહેવું છે. આ સંબંધમાં જાણવા જોગ હકીકત એ છે કે બે ગૃહસ્થો "સસરા વહુનો સંબંધ પિતા પુત્રી જેવો છે" એમ સ્વીકારવાની સક્ષ ના પાડે છે! કોઈ એમ પણ કહે છે કે "ઘર સંસાર અનહદ પ્રેમ ને મર્યાદાનાં બંધનથી ચાલ્યો જાય છે." આમ જેના ઘરમાં સંસાર સ્વર્ગ ઉતર્યું હોય તેમને ધન્યવાદ આપી, આના કરતાં વિપરિત દશા પણ રહેંકડો ઘરોમાં પ્રવર્તે છે એવો બહુમતિનો મત પડ્યો છે એ વાત ઉપર એ સદ્દભગી ગૃહસ્થનું ધ્યાન ખેંચવામાં આવે છે

લગ્ન.

૨૦. સાહુથી અગત્યના આ પ્રશ્ન ઉપર પણ બહુ જાણવા જોગ ઉત્તરો મળ્યાં છે. છોકરાઓ માટે પરણવાની ઓછામાં ઓછી ઉમરના જવાબમાં ૫૨ ટકાએ ૨૫ જણાવી છે જ્યારે ૧ ટકાએ ૧૬ જણાવી છે. વિગતવાર તપસીલ પરિશિષ્ટ અ જણાશે. છોકરીઓ માટે પરણાવવાની ઓછામાં ઓછી ઉમ્મર ૫ ટકાએ ૨૦ જણાવી છે જ્યારે ૧ ટકાએ ૧૧ જણાવી છે. બહુમતિ ૧૮ માટે છે. હકીકતવાર તપશીલ પરિશિષ્ટ મ માં જણાશે. છોકરીઓ માટે સંસાર માંડવાની ઉમ્મર ૧ ટકા ૧૩ વર્ષ જણાવે છે જ્યારે ૫ ટકા ૨૦ વર્ષ સૂચવે છે. બહુમતિ ૧૮ વર્ષ માટે છે. હકીકતવાર તપશિલ પરિશિષ્ટ અમાં જણાશે.

વિધવા વિવાહ.

જેને બિલકુલ સંતાન ન હોય તેવી વિધવાને પરણવાની છૂટ જોઇએ એમ ૮૨ ટકા માને છે જ્યારે ૧૮ ટકા વિરૂધ્ધ છે. આમાં ૮૨ ટકાની બહુમતિમાં મ્હોટો ભાગ અક્ષતયોનિનેજ પરણવાની છુટ આપવાની તરફેણમાં છે. સંતાન હોય કે ન હોય અક્ષતયોનિ હોય કે ન હોય તોપણ જેનામાં સંયમ ન હોય અને જે મુરબ્બિઓને મન સાપનો ભારો વેઠારવા જેવી લાગતી હોય તેને બેલાશક પુર્નલગ્નની

છૂટ હોવીજ જોઇએ એમ ૮૩.૫ ટકાનો મત પડ્યો છે. જ્યારે એક બ્હેન એમ મત દર્શાવે છે કે વિધવાએ પરણવું કે નહિ એ વિધવાની સ્વતંત્ર નિર્ણયનીજ વાત છે. બીજી દિશામાંથી એક ગ્રેજ્યુએટ ગૃહસ્થ લખે છે કે રૂઢિ રિવાજને માન દેતાં હજી સમાજ આ સવાલ સાંભળવા તૈયાર ન હોવાથી તેમ (Spiritual) આધ્યાત્મિક દ્રષ્ટિથી ઇષ્ટ નથી." પ્રશ્નાવલીના મળેલા સ્હેંકડો ઉત્તરો ઉપરથી "સમાજ આ સવાલ સાભળવા તૈયાર નથી, એ અભિપ્રાય સ્વતઃ ખોટો ઠર્યો છે ત્રિધવા વિવાહમા અધ્યાત્મિક તત્વોની વાતો કરવી એ ફક્ત આ એકજ ગૃહસ્થને સુઝ્યું છે, જે બતાવે છે કે સમાજ આ તત્વનો આવો દુરૂપયોગ કરવા તૈયાર નથી. આવીજ વાત એક બીજા ગૃહસ્થે પણ કરી છે. વિધવા અને શાશ્વત કુમારિકા વચ્ચે નીતિ વ્રતનો બાબદે શો ભેદ દર્શાવો છો એ પ્રશ્નના જવાબમાં એ ભાઈ લખે છે " ભેદ બહુ સૂક્ષ્મતાવાળો છે, તેનો સ્થૂલ સાથે સંબંધ ન હોય. ?" જ્યારે બહુમતિએ "મરજીયાત યાને ફરજીયાત"નો ભેદ દર્શાવી ફરજીયાત વિધવાની સ્થિતિમાં ભય વધારે છે એમ દેખાડયું છે. દુનિયાંની અનિયન્ત્રિત છતા જીવનની અવિનાભાવિ અને સદા પ્રસ્તુત હકીકતો Hard facts of Lifeને આરામ ખુરશીની ફિલ્સુફીએ જોવાની ના પાડવામા બહુમતિએ પોતાની જોખમદારી પુરેપુરી સ્હમજીને વરતાવ કીધો છે, એ આપણી પ્રગતિ માટે આશા ઉપજાવનારું છે.

ઉપસંહાર.

૨૨. આ નિવેદનનો હેતુ પ્રશ્નાવલિના ઉત્તરોમાં આવી જતી કેટલીક જાણવાજોગ હકીકતોને એક સામટી રજુ કરવાનો છે. કહેવાની જરૂર નથી કે અમ્હારું કર્તવ્ય માત્ર અત્રે દર્શાવેલા અભિપ્રાયો જ્ઞાતિ સમસ્ત પાસે જેવા મળ્યા હોય તેવાજ રૂબરૂ કરવાનું છે. અમુક અભિપ્રાયની તરફેણમાં કે વિરૂધ્ધમાં 'બ્રીફ'—પક્ષવાદ—તૈયાર કરવાનું અમ્હારા ક્ષેત્રની બ્હાર છે: આ અભિપ્રાયો ઉપર ઉહાપોહ માટે દરેક સજ્જનને "નાગરિક" આમન્ત્રે છે, અને આ પ્રશ્નાવલિના આવાં શુભ પરિણામ ઉપર ક્રિયાત્મક બંધારણ રચવા માટેનો પ્રબન્ધ કેવે સ્વરૂપે ઘડાવો જોઇએ એ વાત લક્ષમાં રાખી, સત્વર આવી ચર્ચા

સહુ વિચારકો અને જ્ઞાતિ સેવકો ઉપાડી લે એમ અમે જોવા ઇચ્છીએ છીએ. આમાં નાગરિક પોતાની સર્વ શક્તિ ખરચીને મચ્યું રહેશે એ નિશ્શંક છે તોપણ જ્યાં સુધી આ મુદ્દા ઉપર સર્વત્ર ચર્ચા થવી શરૂ ન થાય ત્યાં સુધી "નાગરિક"ની સેવા સફલ થવી મુશ્કીલ છે એ વાત યાદ રહેવી જોઇએ છે.

૨૩. છેવટે બે બોલ આપણી પરિષદની કાર્યવાહક કમિટિ માટે કહેવા યોગ્ય લાગે છે. આવી પ્રશ્નાવલિ અથવા જ્ઞાતિના વિચાર સંગઠ્ઠનની એવીજ કાંઇક યોજના એ કમિટિએ કરવી જોઇતી હતી એમ ઘણા ગૃહસ્થોએ પોતાના જવાબમા લખ્યુ છે, તેથીજ સુષુપ્ત દશામાં પડેલી મજકૂર કમિટિ માટે અહિં નિર્દેશ કરવો પડ્યો છે. સેવા જે કરે તેને માટે છે. જેણે કરવા માટે ઔપચારિક અસ્તિત્વ ક્ષણભરનું ભોગવ્યુ છે તેને માટે નહિ. પરિષદમાના અનેકવિધ વક્તૃત્વમાં "નાગરિક"નો નિર્દેશ માત્ર પણ ન થયો એટલુંજ નહિ પણ ત્યાર પછી એ પરિષત્ કમિટિના અસ્તિત્વ ( કે સુષુપ્તિ )ના આટલા વખતમાં "નાગરિકે" અનેકવાર ખાનગીમાં તેમજ જાહેર કમિટિના કાર્યવાહકોને માહિતી માટે કરેલી વિજ્ઞપ્તિનો સ્વીકાર નથી થયો એટલુંજ નહિ, પણ લખેલા પત્રોની પહોંચ પણ સ્વીકારવામા નથી આવી!

'નાગરિક" તેથી પરિષદે કરવાનું કાર્ય પોતાની ટૂંકી સામગ્રીથી પણ કરવા ઉદ્યત થયું છે, તો આશા છે કે આ એની સત્પ્રવૃત્તિમાં સહુ ભાઇઓ સદય થશે, અને શ્રીહાટકેશના આશીર્વાદે એ પ્રવૃત્તિના સત્પરિણામો સત્વર નિપજાવવામાં પોતાનો હિસ્સો યથાજ્ઞાતિ-પ્રીત્યર્થે આપશે

૨૪. નજદિકનાં ભવિષ્યમાં કંઇક ચોક્કસ પગલાં લેવાના નિશ્ચયના પાયારૂપે ઉપયોગી થાય માટે આ પ્રશ્નાવલિ યોજી હતી. તે પગલાં કેમ અને કેવાં લેવાં તે માટે "નાગરિક"ને હવે કંઇ કહેવાનું નથી રહેતું, કારણ પ્રશ્નાવલિના જવાબો દ્વારા તે વાત જ્ઞાતિ પોતેજ કહી રહી છે. જ્ઞાતિનો આ જીવતો જાગતો અવાજ આજે જ્ઞાતિના દરેક વિચારશીલ સજ્જન પાસે જ્ઞાતિની પ્રગતિશીલ માંગણીઓ પાર્થિવરૂપે મુકે છે, અને જ્ઞાતિના સેવારસિક બંધુઓને જલદી કાર્યપરાયણ થવાનો પડકાર કરી રહી છે:–

**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ।**

# પરિશિષ્ટ અ.

# નાગરિક પ્રશ્નાવલિના ઉત્તરોનું પૃથક્કરણ.

નોંધઃ મળેલાં ઉતરોમાં સ્હેંકડે જેટલા ટકા હા કે ના છે તેજ જણાવ્યું છે.

વિભાગ બંધારણ.

૧ પ્રાન્ત પ્રાન્તની જ્ઞાતિઓમાં કંઇ બંધારણ જેવું રહ્યું છે એમ ત્હમને લાગે છે? હા=૧૩.૧; ના=૮૬.૯

૨ જ્ઞાતિનો વહીવટ વંશપરંપરાથી ઉતરી આવેલા પટેલોના હાથમાં હોવો જોઈએ એમ ત્હમે માનો છો? હા=૬.૬; ના=૯૩.૪.

૩ પટેલો પણ ચુંટાવાજ જોઇયે એમ ત્હમને ઈષ્ટ લાગે છે? હા=૯૩ ૬; ના=૬.૪.

૪ હાટકેશ્વરની સમક્ષ ભેળા થયેલી જ્ઞાતિ બહુમતિથી જે હુકમ ફરમાવે એ માન્ય રહેવો જોઇએ એમ ત્હમને લાગે છે? હા=૯૭; ના=૩.

૫ મત પ્રદર્શન લેખીત વિધિસર જેમકે Ballot બેલટથી થવું જોઇયે એમ ત્હમે માનો છો? હા=૮૯.૫; ના=૧૦.૫.

૬ સમસ્ત જ્ઞાતિએ ન ચુંટેલા છતાં પટેલાઇ ભોગવનારા બહુમતને ન ગણકારી જે હુકમ ફરમાવે તે ત્હમને માન્ય છે? હા=૩.૨; ના=૯૬.૮.

૭ આવા પરેશો આજ સુધી જે લાગા વગેરે ઉઘરાવી ભંડોળ બનાવે છે તેની વ્યવસ્થા જ્ઞાતિના હિતમાં સંતોષકારક થઈ શકી છે એમ તમે માનો છો ? હા=૩; ના=૯૭.

૮ જાહેર ભંડોળ ગમે તે રીતે ઉઘરાવાયું હોય છતાં એના વહીવટ નો જ્ઞાતિ સમસ્તને જોખમદાર રહીનેજ થવો જોઇયે એમ તમે માનો છો ? હા=૯૮; ના=૨.

૯ આવી રીતે વહીવટ ન કરનાર ઉપર છેવટે દિવાની કરીને પણ ભંડોલનો વહીવટ જ્ઞાતિ સમસ્તને હસ્તુ બનાવવો જોઇયે એમ તમે માનો છો? હા=૯૧.૮; ના=૮.૨.

૧૦ બંધારણ વગર જ્ઞાતિ દિવસાનુદિવસ અસ્તવ્યસ્ત થતી જાય છે એમ તમને લાગે છે ? હા=૯૭.૮; ના=૨.૨.

૧૧ જ્ઞાતિનું સર્વત્ર નવું બંધારણ ઘડાવું જોઇયે એમ તમને લાગે છે ? હા=૯૪.૫; ના=૫૫.

૧૨ દરેક પ્રાન્ત પોતાનું ઉપરિ મંડળ ચુંટી અન્ય પ્રાન્તથી સ્વતન્ત્ર રહે એ યોજના તમને ઠીક લાગે છે? હા=૨૮ ૩; ના=૭૧.૭.

૧૩ જુદાં જુદાં પ્રાન્તિક મંડળો તો ભલે ચુંટાય પણ એ બધાં પોતામાંથીજ એક કેન્દ્રસ્થ મંડળ ચુંટી એને સર્વોપરી સત્તા અર્પે એ તમને ગમે છે ? હા=૯૨ ૭; ના=૭.૩.

૧૪ એવા કોઇ વ્યક્તિગત સવાલો તમને સુઝે છે જેમાં જ્ઞાતિ સંસ્થા રૂપે વચ્ચે ન પડવી જોઇયે ? હા=૮.૮; ના=૯૧.૨.

૧૫ આ સિવાય જ્ઞાતિ બંધારણની બીજી કોઈ યોજના તમારી પાસે છે? હા=૧૧; ના=૮૯.

<u>વિભાગ કેળવણી.</u>

૧ આપણા છોકરાઓમાં કેળવાએલાની સંખ્યા ઘટતી જાય છે કે વધે છે ? ૩૪ ટકા ઘટે છે; ૬૫ ટકા વધે છે; ૧ ટકો સ્થિર.

૨ બી. એ. થાય કે ડાક્ટર થાય કે વકીલ થાય કે હાથ કારીગીરીનાં ઇજનેરીનાં, વીજળીનાં, ખેતીનાં, વગેરે હુન્નર ઉદ્યોગનાં

સાધનોથી સંપન્ન થાય એમાં કયી કેળવણી ત્હમે લાભદાયી અને ફલદાયી માનો છો? ૯૩ ટકા હુન્નર ઉદ્યોગની; ૭ ટકા બીજી.

૩ આપણા છોકરાઓએ કમમાં કમ કયાં સુધી ભણવું જોઇએ? ૬૨ ગ્રેજ્યુ; ૩ ઇન્ટર; ૩૫ અંગ્રેજી.

૪ આપણી છોકરીઓએ કમમાં કમ કયાં સુધી ભણવું જોઇએ? ૭૧ મેટ્રિક; ૨૯ ગુજરાતી

૫ છોકરીઓ ઘેરજ ભણે કે નિશાળની કેળવણી લે એ બેમાંથી ત્હમને કયી ઇષ્ટ લાગે છે? ૧૨ ટકા ઘર; ૮૮ ટકા નિશાળ.

૬ છોકરીઓ ઘરમાંજ સંગીન કેળવણી લઇ શકે એવાં સાધન-સંપન્ન ઘર આપણી જ્ઞાતિમાં કેટલા ટકા હશે? બહુજ થોડાં; બધાં.

૭ છોકરા છોકરીઓ કેટલી ઉમ્મર સુધી સાથે ભણવાં જોઇએ એમ ત્હમને લાગે છે? ૫૨ ટકા ૧૦ વર્ષ; ૩૪ ટકા ૧૪ વર્ષ; ૧૧ ટકા ૭ વર્ષ;

૮ ઠેઠ સુધી સહશિક્ષણના ફાયદામાં ત્હમે માનો છો? ૫૨ ટકા ઠેઠસુધી, ૪૬ ટકા અમુક વર્ષ સુધી; ૩ ટકા ૫ વર્ષ; ૨ પહેલેથી જુદાં;

૯ છોકરીઓને ઉચ્ચ કેળવણી આપવામાં ત્હમે માનો છો? હા=૮૫; ના=૧૫.

૧૦ છોકરીઓ અને છોકરાઓનો અભ્યાસક્રમ એકજ હોવો જોઇએ એમ ત્હમે માનો છો? હા=૭; ના=૯૩.

૧૧ છોકરીઓને ખાસ કયા વિષયોમાં કેળવણી મળવી જોઇએ? રસોઇ, ઘરસંસાર સામાન્ય રીતભાત, Hygene, Nursing, Fine. Arts, Sexual Seience.

## વિભાગઃ ધાર્મિક.

૧ આપણામાંથી ધાર્મિક ભાવનાનો સંપૂર્ણ અસ્ત થયો છે એમ ત્હમે માનો છો? હા=૨૮; ના=૭૨.

૨ 'આચારઃ પ્રથમો ધર્મઃ' એ સૂત્ર ત્હમને માન્ય છે? હા=૯૪ ૩; ના=૫.૭.

૩ આચાર એટલે ષટકર્મ એમ ત્હમે માનો છો? હા=૩૧.૧; ના=૬૮ ૯.

૪ ત્રિકાળ ન થાય તો પણ એકવાર તો સંધ્યા કરવીજ જોઇએ એમ ત્હમારો નિશ્ચય છે? હા=૯૦; ના-૧૦.

૫ નવેણ વગર નજ જમાય એ ત્હમારે માન્ય છે? હા-૨૮.૮; ના-૭૧.૭.

૬ નવેણ ન હોય પણ અન્ય રીતે સફાઈ અને સુઘડતા હોય તો ચાલી શકે એમ ત્હમે સ્વીકારો છો? હા-૮૫; ના-૧૫.

૭ ન્હાવાનુ જમવા પ્હેલાં પાળવુંજ જોઇએ એમ ત્હમે માનો છો? હા-૮૧.૧; ના-૧૮.૯

૮ ન્હવાય નહિં પણ હાથ પગ ધોઈ શુધ્ધ કપડાં પ્હેરી, જમવામાં હરકત નથી એમ ત્હમે માનો છો? હા=૭૭; ના=૨૩.

૯ ઉપલા આચાર ન પાળતો હોય તે ધર્મવિમુખ ઠે એમ ત્હમારો નિશ્ચય છે? હા=૨૨.૯; ના=૭૭.૧

૧૦ ધર્મનાં લક્ષણોમાં, આચાર ઉપરાંત, સત્યપ્રિયતા, દયા, નીતિ, અને પરોપકારનો સમાવેશ થવો જોઇએ એમ ત્હમે સ્વીકારો છો? હા=૧૦૦; ના=૦.

૧૧ ધાર્મિક ભાવનાના પુનરૂધ્ધાર માટે ઉપલા આચારનું પરિપાલનજ બસ છે એમ ત્હમને લાગે છે? હા=૧૭.૮; ના=૮૨.૨

૧૨ ઘેરઘેર, ઉપલા આચાર ઉપરાંત, પ્રાર્થના, શાસ્ત્રાભ્યાસ, પુરાણ ઇતિહાસાદિનુ સેવન પ્રવચન શરૂ થવું જોઇએ એમ ત્હમને લાગે છે? હા=૫૨.૫; ના=૪૭ ૫.

૧૩ હિન્દુત્વ માટે શિખા અને સૂત્ર બેજ જરૂરનાં છે એમ ત્હમને લાગે છે? હા=૨૬; ના=૭૪.

૧૪ કેટલાક આજ શિખા નથી રાખતા એ ધર્મવિમુખ છે એમ ત્હમે માનો છો? હા=૨૮; ના=૮૨.

ત્હમારાજ વતનમાં નાગરેતર વર્ણો ખત્રી, કાયસ્થ, લોહાણા, સઈ, સુતાર સુધ્ધાં પરદેશ જઇ ઉંચી વિદ્યા પ્રાપ્ત કરી, દિવસા દિવસ રાજકાજમાં અને વેપાર ધંધામાં, નાગરોને આંટતા જાય છે એ ત્હમે માનો છો ? હા=૯૪.૩; ના=૫.૭.

૩ આફ્રિકા અને જાવા જનાર અને યુરોપ અમેરિકા જનાર વચ્ચે ફરક રાખવામાં માનો છો ? હા=૫ ૪; ના=૯૪.૧

૪ યુરોપ અમેરિકા જઈ કેવળ શાકાહારીજ રહે તો પ્રાયશ્ચિત લઇ ન્યાતમાં આવી શકે એમ ત્હમે માનો છો ? હા=૮૯.૮; ના=૧૦.૨

૫ ત્યાં લીધેલી છુટ માટે પ્રાયશ્ચિત વિધિ કેવળ બસ છે ? હા=૯૬; ના=૪.

૬ છુટથી વર્તવા છતાં છુપું રાખનાર અને છતું કરનાર એમાંથી પાવન થઇ શકવાની યોગ્યતા કોનામાં વધારે માનો છો? ૯૯.૩ છતુ કરનાર .૭ છુપું કરનાર

ખાનપાન.

૧ બીજી પ્રજાઓ પેઠે, શાકાહારીજ રહીને, કોઇનું પણ ખાવામાં બાધ નથી એમ ત્હમે માનો છો ? હા=૮૪ ૧; ના=૧૫.૯.

૨ જ્યાં રોટીવ્યવહાર ત્યાં બેટીવ્યવહાર પણ થઈ શકે એમ ત્હમે માનો છો? હા=૭૧.૮; ના=૨૮.૯.

૩ આવી જાતની છુટની તરફેણમાં મત વધતા જાય છે તેનાં કારણમાં આજની કામધંધાની અગવડો. પરદેશનું રહેઠાણ અને સગાં વહાલાં કરતાં પડોશીનો વિશેષ મળતો આધાર વગેરે છે એમ ત્હમે માનો છો ? હા=૮૭; ના=૧૨.૩.

૪ બ્રાહ્મણો, બ્રાહ્મણો, વચ્ચેનો ભેદ ટળી રોટી અને બેટીવ્યવહાર થવો જોઇએ એમ ત્હમે માનો છો ? હા=૩૦.૧; ના=૬૯.૯.

૫ નાગરોના છ ભાગ વચ્ચે તો રોટી બેટીવ્યવહાર થવોજ જોઇએ એમ ત્હમને લાગે છે ? હા=૭૫.૪; ના=૪.૬.

નાગર બ્રાહ્મણ અને નાગર ગૃહસ્થ વચ્ચે બેટી વ્યવહાર થવો જોઇએ એમ ત્હમને લાગે છે ? હા=૭૧; ના=૨૯,

૬ ઉપલા ભેદ નજ પાળે એવાઓને જ્ઞાતિએ સજા કરવી જોઇએ એમ ત્હમે માનો છો ? હા=૭૫.૭; ના=૨૪.૩.

વિભાગઃ સ્ત્રીઓ.-કેળવણી.

૧ જરૂર પડે આપણી સ્ત્રીઓ સ્વતન્ત્ર ધંધાથી પોતાનો નિર્વાહ કરી શકે એટલી કેળવાયેલ હોવીજ જોઇએ એમ ત્હમે માનો છો ? હા=૯૧.૬; ના=૮.૪.

૨ નિરાધારીને પ્રસંગે આપણી સ્ત્રીઓ દૂરના યા નજીકના સગાંઓને આશરે પડી રહે એ ત્હમને યોગ્ય લાગે છે ?

(અ) નીતિની નજરે ? હા=૧૬.૨; ના=૮૩.૮.

(આ) સગાઓની આર્થિક સ્થિતિ નજરે ? હા=૧૩; ના=૮૭.

(ઇ) નિરાધાર સ્ત્રીઓના માનરક્ષણની નજરે ? હા=૧૩ ૮; ના=૮૬.૨.

૩ નિરાધાર સ્ત્રીઓનાં પોષણનો જુમ્મો જ્ઞાતિ સમસ્તને શિર છે એમ ત્હમે માનો છો ? હા-૯૦; ના-૧૦.

૪ ત્હમારાં ગામ કે પ્રાન્તમાં આ પ્રમાણે પોષણની વ્યવસ્થા છે? હા=૧૧; ના=૮૯.

૫ ઘેર રહીને, સ્ત્રીઓ સ્વતન્ત્ર નિર્વાહનાં સાધન પેદા કરી શકે એવી સંસ્થા જ્ઞાતિસમસ્તે ચલાવવી જોઇએ એમ ત્હમે માનો છો ? હા=૯૩.૮; ના=૬.૨.

૬ આપણી સ્ત્રી-માને લાયક કયા ક્યા ધંધા ત્હમને યોગ્ય લાગે છે ! સીવવું, ગુંથવું, ભરવું, મેતાજી ચિત્રકામ, કાંતવું, દળવું.

૭ નિરાધાર હોય તોપણ, સ્ત્રીઓએ નિર્વાહ માટે સ્વતન્ત્ર ધંધો નજ આદરવો એમ ત્હમે માનો છો? હા=૭; ના=૯૩.

## શારીરિક ખીલવટ

૧ દિવસા દિવસ આપણા છોકરા છોકરીઓ શરીરે ઘટતાં જાય છે એમ તમે માનો છો? હા=૯૭.૫; ના=૨.૫

૨ ઘટવાના કારણોમાં તમને બાલલગ્ન એક કારણ હોય એમ લાગે છે? હા=૯૧.૮; ના=૮.૨.

૩ શહેરી જીવનમા ઘરકામ વગેરેનો ઓછો મ્હાવરો હોય એ પણ એક કારણ માનો છો? હા=૫૦; ના=૫૦.

૪ ખોટી યા સાચી રીતોને લઇને, બ્હાર ફરવાંના અણગમો કે અટકાયત પણ કારણ રૂપ માનો છો? હા=૯૧.૮; ના=૮.૨.

૫ ન્હાની ઉમ્મરે સંસારનો પ્રારંભ જલ્દી થાય છે એ એક મ્હોટું કારણ હોય એમ તમને લાગે છે? હા=૯૫; ના=૫.

૬ આપણા ખોરાકમાંથી દહાડે દહાડે રસકસની ચીજો ઓછી થતી જાય છે એમ તમે માનો છો? હા=૯૧; ના=૯.

૭ આપણા છોકરા છોકરીઓને પ્હેલેથી કસરતની અને મ્હેનતની ટેવ પાડવાની જરૂર તમે સ્વીકારો છો? હા=૯૯.૪; ના=૬.

૮ છોકરાઓ માટે, અખાડા, સ્કાઉટિંગ, રમતગમત, વગેરેનો પ્રબન્ધ જ્ઞાતિ સમસ્તે કરવો જોઇએ એમ માનો છો? હા–૯૦.૫; ના–૯.૫.

૯ છોકરીઓ માટે પણ આવો કંઇક પ્રબધ થવો જોઈએ એમ તમને લાગે છે? હા–૯૦.૪; ના–૯.૬.

## સામાન્ય રીતભાત

૧ લાજ કાઢવાનો રિવાજ હજી ચાલે છે ત્યાં રૂઢિ અને અભ્યાસ સિવાય બીજાં કોઈ કારણો હોય એમ તમે માનો છો? હા–૧૩; ના–૮૭

૨ જે પ્રાંતમાં લાજના રિવાજ નથી તે પ્રાન્તમાં નીતિ, શરમ, મર્યાદા, કે આમન્યાનો લોપ થતો હોય એમ તમને લાગે છે? હા–૧૩; ના–૮૭.

૩ જ્યાં જ્યાં મુસલમાન રાજ્યનો પરિચય વધારે વર્ત્યો અને ગાઢ થયો ત્યાં ત્યાં પડદો બુરખો અને લાજ થોડે ઘણે અંશે પણ ચાલુ થયાં હોય એવી માન્યતા તમે સ્વીકારો છો ? હા-૮૯.૩; ના-૧૦.૭.

૪ લાજનો રિવાજ નાબુદ કરી સ્ત્રીઓ પુરૂષો સાથે છૂટથી હળીમળી શકે એ તમને ઇષ્ટ લાગે છે ! હા-૮૫.૪; ના-૧૪.૬.

૫ લાજનું બન્ધન જ્યાં સખ્ત છે ત્યાં સ્ત્રીઓ સામાન્ય સંસ્કૃતિથી, વર્તમાન માહિતીથી અને આસપાસના સંજોગોથી અજ્ઞાત રહે છે એમ તમે માનો છો ? હા-૮૫.૫; ના-૪.૫.

૬ સસરા અને વહુના સબંધ પિતાપુત્રી જેવો છે એમ તમે સ્વીકારો છો ? હા-૯૮.૫; ના-૧.૫.

૭ પિતા પુત્રી વચ્ચે મુખ દર્શનનો વ્યવહાર ન હોય. પુત્રી સાંભળે તેના કદી મુખથી જવાબ ન દઇ શકે એવી સ્થિતિમાં પિતા પુત્રી વચ્ચે ગેર સમજુતી ઉભી થાય એમ તમે સ્વીકારો છો ? હા-૮૮.૫; ના-૧ .૫.

૮ ઘરના રોજના ન્હાનાં મ્હોટાં પ્રકરણોમાં વહુની ફરિયાદ સસરા પાસે જાય છે અને સસરા પાસે વહુ પોતાનો પક્ષ રજુ નથી કરી શકતી એવા પ્રસંગ તમે જોયા કે અનુભવ્યા છે ? હા=૮૪; ના=૬

૯ જ્યાં ન્યાયાધીશની સામે ફરિયાદીને બોલવાનો હક્ક હોય અને પ્રતિવાદી મ્હોડું દેખાડવાનો કે ઉંચુ કરવાનો પણ પ્રતિબંધ હોય અને જેથી દરેક ફેંસલો Ex parte સામાપક્ષને સાંભળ્યા સિવાય થતો હોય તેવી અદાલત દુનિયાના કોઇ પણ ભાગમાં ઘડીભર પણ ચલાવી લેવાની હશે એમ તમે માનો છો ? હા=૫; ના=૯૫.

૧૦ લાજના બંધનથી આવી અદાલતો ઘેર ઘેર નિત્ય ફેંસલા આપતી આવે છે એમ તમને લાગે છે ? હા=૯૦.૧; ના-૯.૯.

૧૧ વડીલો દેખતાં પોતાનાં બચ્ચાં તરફ નજર પણ ન થાય કે એને બોલાવાય નહિં કે એનું નામ પણ ન લેવાય એ કેટલાક પ્રાન્તના પ્રતિબંધની તમે તરફેણમાં છો ? હા-૧૬. ના-૮૪.

૧૨ પુરાણ, ઇતિહાસમાં વર વહુ પરસ્પરને નામથી સંબોધતાં એ તમે જાણો છો ? હા=૮૯; ના=૧૧.

૧૩ આજે એ રિવાજ ચાલુ કરનારાઓ કોઈ પાપ આચરે છે એમ તમે માનો છો ? હા=૪; ના=૯૬.

લગ્ન.

૧ છોકરાઓ માટે પરણવાની ઓછામાં ઓછી ઉમ્મર તમે કંઇ યોગ્ય માનોછો ? ૧ ટકા ૧૬ વર્ષ; ૫ ટકા ૧૮ વર્ષ; ૧ ટકા ૧૯ વર્ષ; ૬ ટકા ૨૦ વર્ષ; ૫ ટકા ૨૨ વર્ષ; ૩૦ ટકા ૨૪ વર્ષ; ૫૨ ટકા ૨૫ વર્ષ.

૨ સંસાર માંડવાની ? ૧૦ ટકા ૨૦ વર્ષ; ૨ ટકા ૨૩ વર્ષ; ૪૬ ટકા ૨૫ વર્ષ; ૩૬ ટકા ૨૪ વર્ષ; ૪ ટકા ૨૧ વર્ષ; ૨ ટકા ૧૮ વર્ષ.

૩ છોકરી માટે પરણાવવાની ઓછામાં ઓછી ઉમ્મર કઇ યોગ્ય માનો છો ? ૧ ટકા ૧૧ વર્ષ; ૩ ટકા ૧૨ વર્ષ; ૧૦ ટકા ૧૩ વર્ષ; ૧૦ ટકા ૧૪ વર્ષ; ૪ ટકા ૧૫ વર્ષ; ૧૩ ટકા ૧૬ વર્ષ; ૫૪ ટકા ૧૮ વર્ષ; ૫ ટકા ૨૦ વર્ષ.

૩ અ. સંસાર માંડવાની ? ૧ ટકા ૧૩ વર્ષ; ૯ ટકા ૧૪ વર્ષ; ૧૦ ટકા ૧૫ વર્ષ; ૧૨ ટકા ૧૬ વર્ષ; ૧ ટકા ૧૭ વર્ષ; ૬૨ ટકા ૧૮ વર્ષ; ૫ ટકા ૨૦ વર્ષ.

૪ છોકરાઓને પોતાનો ભાર ઉપાડતા ન થઈ જાય ત્યાંસુધી ન પરણાવવા એ તમને ઇષ્ટ લાગે છે ? હા=૯૪.૫; ના=૫.૫.

૫ ઘણા પ્રાન્તમાં નાગરી નાતમાં છોકરાઓ કરતાં છોકરીઓ વધારે છે એ હકીકત તમે જાણો છો ? હા=૪૫; ના=૫૫.

૬ જે સમાજમાં છોકરાઓ કરતાં છોકરીઓની સંખ્યા વધારે હોય તેમાં વર્ણાન્તરલગ્ન, બહુપત્નીત્વ અથવા છોકરીઓનું શાશ્વતકુમારિકાપણું એ ત્રણ ઉત્પન્ન થાય છે એમ તમે સાંભળ્યું છે ? હા=૮૮.૫; ના=૧૧.૫

૮. છોકરીઓ શાશ્વત કુમારિકાવ્રત સ્વીકારે એમાં શાસ્ત્રવિરૂદ્ધ કંઇ નથી એ તમે જાણો છો ? હા=૩૨; ના=૬૮.

૯ શાશ્વત કુમારિકા વ્રતમાં જો નીતિને ભય માનતા હો તો શાશ્વત કુમારી અને બાલ વિધવા એ બે વચ્ચે શો ભેદ દર્શાવો છો? ઘણા કશો નહિં; એકાદ વિશિષ્ઠ મત માટે જુઓ પરિશિષ્ઠ બ.

૧૦ જેને ઘેર જીવન્ત પુત્ર હોય તેણે કોઇ પણ અવસ્થાએ ઘરભંગ પછી ફરી નજ પરણવું જોઇએ એમ તમે માનો છો? હા=૨૩.૮ ના=૭૬.૨.

૧૧ જેને બિલકુલ સંતાન ન હોય તેવી વિધવાને પરણવાની છૂટ હોવી જોઇએ એમ તમે માનો છો? હા=૮૨; ના=૧૮.

૧૨ સંતાન હોય કે ન હોય છતાં જેની સંયમશકિત દેખીતી રીતે ઓછી હોય તેવી વિધવાને પુનર્લગ્ન કરવા દેવાં જોઇએ એમ તમને લાગે છે? હા=૮૩.૫; ના=૧૬.૫.

૧૩ સંયમ હોવો ન હોવો એ, જેમ સ્વભાવનું, સંસ્કારનું અને વાતાવરણનું પરિણામ છે તેટલેજ અંશે શારીરિક બંધારણ, આરોગ્ય અનારોગ્ય અને શારીરિક સ્થિતિના વિશિષ્ટ તત્ત્વો Pathological Conditionsનું પરિણામ છે એમ તમે સાંભળ્યું છે? હા=૯૪.૪, ના=૫.૬.

૧૪ સામાન્ય રીતે પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે સંયમી હોય છે કે ઓછી? ૬૭ ટકા વધુ; ૩૩ ટકા ઓછી.

૧૫ શાશ્વત વિધવા અને શાશ્વત વિધુરમાં સંખ્યા કોની વધારે હોય એમ માનો છો? વિધવા ૯૭.૯; ૨.૧ વિધુર.

૧૬ સાંતપદીની પ્રતિજ્ઞાઓ વર વહુ બેયને બાંધનારી છે એમ તમે સ્વીકારો છો? હા=૧૦૦; ના=૦.

૧૭ આજે જે રીતે લગ્નાદિ વ્યવસ્થા પળાય છે એમા એક પક્ષતાનો અંશ છે એમ તમને લાગે છે? હા=૪૩; ના=૫૭.

૧૮ લગ્નક્રિયા ગુજરાતીમાં અને વધારે સૂક્ષ્મજ્થી થતી હોય તો એની ગંભીરતા વધારે જળવાય એમ તમને લાગે છે? હા=૫૧; ના=૧૨; ૩૬ ટકા સંસ્કૃત અને ભાષાન્તર.

૧૯ નાગર બ્રાહ્મણ મળતા અભાવે, આ ક્રિયા શાસ્ત્ર પ્રમાણે બરાબર, જો કોઇ નાગર ગૃહસ્થ કરાવે તો તમે સ્વીકારશો? હા=૮૯.૪ ના=૧૦.૬.

# પરિશિષ્ટ ભ

## ચર્ચાપત્ર

[ પ્રશ્નાવલિના મળેલા જવાબોમાંથી, કેટલાક ધ્યાન ખેંચે એવા તથા નોંધવા લાયક જવાબો નીચે ટાંક્યા છે, જે જરૂર રસપ્રદ નીવડશે. અધિ. નાગરિક ]

૧. વંશપરંપરાના પટેલો: ૧. "કેટલેક અંશે એ તત્ત્વ ઉપયોગી છે." ૨ "પટેલો જોઈએ"

૨. શિખા ન હોય: ૧. "આવી સ્થિતિવાળો માણસ નાગર ઉત્પત્તિમાં શંકા કરાવે."

૩. કેળવણી ૧ "સ્ત્રી બોર્ડિંગો જોઈએ"

૪. શાકાહાર: ૧. "શાકાહારી રહેવા જરૂરજ નથી. આબોહવાને અનુકૂળ ખોરાક આપણા પૂર્વજો લેતા. તે આપણે લેવો"

૫. સાસુવહુ-ફરિયાદ ૧. "તે બેવકુફ કુટુંબો ગણાય."

૬. પ્રાયશ્ચિત્તની જરૂર: ૧. "પ્રાયશ્ચિત્તની જરૂર નથી." ૨. "ઘણા હિંવાળા અખાદ્ય ખાય છે તેમાં ક્યાં પ્રાયશ્ચિત્ત અપાય છે?"

૭. સ્ત્રીઓનો નિર્વાહ: ૧ "સામાન્ય રીતે ન સ્ત્રી સ્વાતંત્ર્ય મર્યાદિતમાં માનું છું." ૨. નીતિભંગ ન થાય તો." ૩. "ધંધાથી નહિ. ૪. "દળણાં વિગેરેથી."

૮ શિખાસૂત્ર ૧. "ચોટલી રાખવી તે કંઈ ધર્મ નથી, પણ માથાના મધ્ય ભાગમાં રાખવાથી ઘણા લાભ છે." ૨. "ચિહ્ન અદ્રશ્ય ન થયું હોય તો અસ્ત થયેલાં મેળવાય." ૩. 'દ્વિજત્વ માટે જરૂરનાં છે."

૯. સસરો વહુ–Exparte: ૧. "અદાલત ન ચાલે પણ ઘરસંસાર અનહદ પ્રેમ અને મર્યાદાનાં બંધનથી ચાલ્યો જાય છે."

૧૦. લાજ; છે.કરાંને બોલાવવા વિશે. ૧. "મર્યાદામાં રહીને."

૧૧. પુનર્વિવાહ વગેરે: ૧ "રૂઢિ રિવાજને માન દેતાં હજી સમાજ આ સવાલ સાંભળવા તૈયાર નથી તેમ Spiritual (અધ્યાત્મિક) દ્રષ્ટિથી ઇષ્ટ નથી." ૨. "અક્ષતયોનિ વિધવા પરણી શકે."

૧૨. ધર્મ વિભાગ: ૧. "સ્કાઉટિંગમા ધર્મભ્રષ્ટતા છે માટે નહિ."

૧૩. પ્રાર્થના વગેરે: ૧. જરૂર છે પણ અશક્ય" ૨. "ખાસ જરૂર નથી."

૧૪. કુમારિકાવ્રત: ૧. "શાસ્ત્ર દરેકને પરણવાની ફરજ દર્શાવે છે"

૧૫. ગુજરાતીમા ક્રિયા: ૧. "Faith is not reason.' "બન્નેએ સંસ્કૃત ભણી પરણવું."

૧૬ આચાર્ય પદ: ૧. "ગૃહસ્થને હક્ક નથી" ૨. 'ગમે તે પંડિત કરાવે, શામાટે નાગરજ?'

૧૭. દેશાટન: ૧. "જોઇતા પગલા અહિંજ લઇ શકાય."

૧૮. શાશ્વત કુમારિકા ને વિધવા: ૧. 'મરજીઆત અને ફરજીઆતનો ભેદ છે." ૨. 'ભેદ બહુ સૂક્ષ્મતાવાળો છે. તેનો સ્થૂળ સાથે સંબંધ પણ ન હોય."

૧૯ જ્ઞાતિ બંધારણ: ૧ "જ્ઞાતિ બંધારણ જ્યાં સૌ ડાહ્યા ત્યાં અશક્ય છે" ૨. "નાગરી નાત છે અટપટી, કોઈનું બોલ્યું કાન નવ ધરે જો."

૨૦. ધાર્મિક ભાવનાનો સંપૂર્ણ નાશ: ૧. 'સંપૂર્ણ નહિ." એમ ઘણાએ લખ્યું છે.

# પરિશિષ્ટ ક

[ પ્રશ્નાવલિના જવાબો આપનાર ગૃહસ્થોમાંથી કેટલાક નામાંકિત ગૃહસ્થોનાં નામ નીચે આપ્યાં છે.    અધિ. નાગરિક.]

| | |
|---|---|
| રા. રા. ભૂપતરાય વિઠ્ઠલદાસ મ્હેતા | રા. રા. હરિભાઇ વજ્રેશંકર ઓઝા |
| ,, ગિરજાશંકર હરિપ્રસાદ દેશાઇ | ,, નયનસુખલાલ હરિલાલ પંડ્યા |
| ,, ડૉ. કે. કે. મ કડ | ,, અંબાશંકર વ દ્રાવન (માંડવી) |
| ,, સૂર્યશંકર બજીભાઈ વૈદ્ય | ,, લાભશંકર અમૃતલાલ ધોળકિયા |
| ,, વેણીલાલ છગનલાલ બુચ | , મૂળવંતરાય પ્રેમશંકર બક્ષી |
| ,, રવિશંકર ગણેશજી અંજારિયા | ,, ગિરજાશંકર વલ્લભજી આચાર્ય |
| ,, હિરાલાલ ગણેશજી અંજારિયા | ,, ઉમેદલાલ જટાશંકર મારૂ |
| , ચુનીલાલ જગજીવન વૈદ્ય | , હરખલાલ જુગતરામ વકીલ |
| ,, ગુણવંતરાય ગુલાબરાય દેશાઇ | ,, દોલતરાય હિમ્મતરામ ઝાલા |
| ,, ચુનીલાલ રાજારામ માકડ | સૌ. શ્રીમતી સરોજીની મ્હેતા |
| ,, અમૃતલાલ કાનજી | રા. રા. પ્રેમશંકર મગનલાલ માંકડ |
| ,, લાભશંકર પીતામ્બરદાસ મ્હેતા | ,, ઝવેરચંદ આદિત્યરામ |
| ,, મગનલાલ દોલતરામ રવાદીઆ | ,, છેલશંકર લક્ષ્મીશંકર બક્ષી |
| ,, રૂદ્રપ્રસાદ માધવરામ મંકોડી | ,, ભૂપતરાય ભગવતીદાસ માંકડ |
| ,, મુગટરામ મણીશંકર | ,, ઘનસ્યામલાલ રતિલાલ વોરા |
| ,, કાન્તિલાલ મુગટરામ ધોળકિયા | |



વિજયરામ પ્રિતમરામ

# સ્વ. ગજેન્દ્રરાય બુચ

(તેમની સાથેના પ્રસંગોના સભારણા)

[ વ્હેલો મળેલો આ લેખ જગ્યાની તંગીને લીધે આજે છપાય છે. તંત્રી.]

ખ્યાલેય ન્હોતો કે આ લખવાનો પ્રસંગ આવશે. એયે ખ્યાલ ન્હોતો કે આ ગજાભાઇ આટલું ટુંકું આયુષ્ય ભોગવતા છતાં પોતાની પાછળ આવું નામ મૂકી જશે. મ્હારે મન તે સાહિત્યમાં દીર્ઘાયુષી થશે. તેમનાં કાવ્યો, લેખો વગેરેનો સંગ્રહ બ્હાર પડયેથી, સાક્ષર જગત પણ મ્હારા વિચારને અનુમોદન આપશે. Matriculation પછી છેક M. A. પસાર થતાં સુધી અમે બન્ને સહાધ્યાયી હતા. ત્યાર પછી જીવન છુટ્ટાં પડયાં પણ જીવ મળેલ હતા. એટલે કે, આશરે આઠ વર્ષના જીવનના શ્રેષ્ટ વિભાગ–વિદ્યાભ્યાસ–નાં સ્મરણે ગદ્ ગદ્ બનાવે એવાં આ સ્મરણો છે.

સને ૧૯૧૯ નો જૂન માસની ૨૬ મી તારીખે બહાઉદ્દીન કોલેજની હોસ્ટેલ્સની લોબીમાં પ્રથમ અમારો મેળાપ થયો. તે સમયે અમે બન્ને બટુક હતા. પણ એ ૧૬ વર્ષની મૂર્ત્તિમાં અદ્ભુત ચાંચલ્ય, તરવરાટી અને મનોવેગ જોયાં. જીભ મીઠી છતાં ચાહેતો વ્યંગ–વાકયોથી વીંધીનાખે તેવી હતી. શરીર મૂળેજ એકવડીયું હતું. અંગ્રેજી, ગુજરાતી,

સંસ્કૃત અને ગણિત પર તેમનું પ્રભુત્વ હતું. ઓળખાણનાં પ્હેલાં વર્ષમાં તેમના બુધ્ધિ–ચમત્કાર કરતાં આકૃતિ–ચમત્કાર તથા ગતિ–ચમત્કાર વધુ લક્ષ ખેંચતા. છટાથી બાંધેલ સાફો, સફાઇબંધ ધોતીયું અને ઘડીઆર કોટ હજી દૃષ્ટિ–સમીપ તરે છે વાળ હોળવાની તેમની રસિકતી મોહક હતી. લગ્ન સમયે મે તેમને જોયેલઃ દૃષ્ટિને આંજતી ગતિ અને હલકાં ઉપડતા પગલા હજી નથી ભૂલાતાં બધામા તેમની Personality સ્પષ્ટ જણાતી. બીજું વર્ષ શરૂ થયું અને શાકુંતલ શીખવા માંડયા. શીખવનાર એ જોશીસાહેબ તે વખતે તેમની પ્ર બ્હારગામ અને સહાધ્યાયી ગજાભાઇ. એવી મઝા પછી નથી આવી. પૂરાં બુધ્ધિ–ચાતુર્યનાં સ્મરણો તો B. A. નાં છે ભાસર્વજ્ઞનો ન્યાયસાર શીખાય છેઃ પૂજ્ય જોશી સાહેબ **उपाधिस्तु द्विविधः।** સમજાવે છે. Notes લેતાં મ્હારી Pencil નીચે સરી ગઇ. હું લેવા રહેજ નીચે નમ્યો. પાછો ઉંચો થતો હતો ત્યાં ગજાભાઇને તોફાનની વૃત્તિ થઇ આવી. હાથવતી મ્હારી ટોપી મેજ નીચે સેરવી, ધીમે ખોંખારી, હસી, આંખ નમાવી કાનમાં બોલ્યા **उपाधिस्तु द्विविधः।** કેવો પદાર્થ પાઠ? આવા કઠણ વિષયનું ભાષણ સાંભળતાંયે તેમનું રમુજનું અખૂટ ઝરણું સૂકાતું નહીં; અને છતાંયે, ભાષણનો એક શબ્દ કાન બ્હાર ન ગયો હોય......બીજો પ્રસંગ સાવ સાધારણ છતા નિસર્ગ–શક્તિનો પુરાવો આપે છે. ઘણીવાર વર્ગનાં મેજપર કોણી ટેકવી. હાથવતી ગળાંને પાછળથી પકડી, મોઢું કોટની બાંયમાં નાખી બેઠા હોય. એકવાર મેં પૂછયું 'ગજાભાઇ, શું કરો છો?' કહે છે 'I am Laughing in my sleeves ત્યારે એ અંગ્રેજી idiom નું ખરૂં રહસ્ય અને મૂળ સમજાયું.....એકાતરે, બપોરના ૨ થી ૩ સુધી જોશી સાહેબ અમને honours માટે મહાભારત શીખવતા. ત્રણના ઘણીવારે સાડાત્રણે થઈ જાય. એક વખત કંટાળો આવતા મે એક કાપલી પર લખ્યુંઃ

છોડો ક્ષમા લાવી દયા ઝટ આહીંથી જાવા દીયો.

ગજાભાઇએ સત્વર નીચે ઉમેર્યુંઃ

માથું દુ:ખે ને ફેર આવે ન્હા ભેગા થાવા દીયો.

આવું તેમનું રમુજભર્યું શીઘ્ર કવિત્વ હતું . ભગવદ્ ગીતાના શ્લોકોના પરીક્ષામાં કેવા જવાબો લખ્યા છે તેનો ખ્યાલ આપતા કહે છે: 'આજે'। દરેક શ્લોકમાં, એમ થાય કે "હવે ઘણું લખ્યું" એટલે છોડી દીધું છે, બાકી લખીને સંપૂર્ણ સંતોષ થયો કે પૂરું કહેવાઇ રહ્યું માટે સ્વાલ પૂરો કર્યો એમ નથી બન્યુ; University ચોપડી નામે છે, વિદ્યાર્થીઓ ચોપડીયું જ્ઞાન મેળવે છે Professers ભણાવે છે, પરીક્ષકો સ્વાલો પૂછે છે, વિદ્યાર્થીઓ જવાબ આપે છે–ઘણું ખરૂં ચોપડીયુંજ–અને પરીક્ષકો તેથી છેતરાઈ સંતોષાવાનો પ્રયત્ન કરે છે–આ તેમની સત્ય માન્યતા હતી. ગંભીર વ્યાખ્યાનોમા પણ તેમની બુધ્ધિની ચમક પૂરી તેજસ્વી હતી એમ તેમના વિદ્યાર્થીઓ સાક્ષી પૂરે છે. ઘણાએ પ્રસંગો યાદ રહેત પણ આવું જીવન આટલું તુરત સમેટાઇ જશે એમ નહીં જણાતાં અને એ પ્રસંગોનું મહત્ત્વ ન સમજાતાં તેની કાંઈ યાદી નથી રહી. છતાં, થોડું ઉમેરીશ. લખાણની તેમની ભાષા પુરી જોરદાર હતી. M. A. ના પોતાના marks વાચતા તેમને થયેલું આશ્ચર્ય વર્ણવે છે:" ........માં જ્યાં દુશ્મન પણ ૬૦ % થી ઓછા ન આપી શકે ત્યાં ખાસ્સા ૪૭; અને.........મા જ્યાં સગો બાપ પણ ૫૦ % થી વધુ ન આપે ત્યા ૫૭ %. ખુદ ઇશ્વર કહે તોય ન માનું હો" બધે tone તો ઉન્નત. તેમનાં કાવ્યોમા પણ જગત out and out revolting mentality જોશે....... બાકી એક શકિત તેમનીમાં અદ્દભૂત હતી–બોલવાનાં અનુકરણની. પણ જે વ્યકિતઓ એ વિષયમા તેમના પંજામાં પડી તે હજી, ઇશ્વર–કૃપાથી, વિદ્યમાન હોઈ, એ વિષે લખવું યોગ્ય નથી. છેવટનાં બે વર્ષોના તેમના પત્રોમાં કાંઇક કરૂણ–સરણી તેમની રમુજ સોંસરી વ્હેલી કદાચ થયેલ અનિષ્ટની એ એંધાણીઓ આગળથી પ્હોંચી હશે. તેમના અંગતમિત્રો, સ્નેહી–સબંધિઓ પરના છેવટ લખેલ પત્રોમાં કે રૂબરૂમાં કાઢેલ ઉદ્દગારોમાં કાંઈક અંતિમ–સન્દેશ કે વિશ્વ–સત્ય જેવું મળે છે. મ્હારા પરનાં છેલ્લા પત્રમાં તાજા કલમ કરી ઉમેર્યું છે: "ઓઝા, જીવવું એટલે ભૂતમાં નહીં પણ ભવિષ્યમાં" ઉતાવળે, અકસ્માત, આવાં

સત્ય-પૂર્ણ, પયગમ્બરી વાક્યો તેમનાં મોમાંથી સરતાં.........અને આજે યે મ્હારી આસપાસ મ્હારા ખંડમાંની જે જે છબીઓમાં તેમની પ્રતિમ છે ત્યાં ત્યાંથી જાણે હમણાં કાંઈક રમુજભર્યો, રસભર્યો, સત્યપૂર્ણ ઉદ્‌ગાર વર્ષશે–એવી ભ્રાન્તિ તેની પ્રતિમા જોતાં મ્હને દર વખત થાય છે.